# કાન્તા સુંદરી.



## ભાગ ૧ લો.

કર્ત્તા.

મનસુખભાઇ ભગુભાઇ શાહ.

કીંમત ફક્ત ચાર આના.

# કાન્તા સુંદરી.

## ભાગ ૧ લો.

( એક સાંસારીક નૉવેલ )

રચી પ્રસીદ્ધ કર્તા
મનસુખભાઇ ભગુભાઇ મુલચંદ શાહ.
મુળગામ પેથાપુરના. હાલ
ધનાસુતારની પોળમાં દેરાવાલી પોળ.
અમદાવાદ.

ધી "એડવર્ડ" પ્રીન્ટીંગ પ્રેસ.
ઠે. મુંબાઇ બેંક પાસે.

આવૃતિ પહેલી પ્રત ૫૦૦



સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

મુલ્ય. ૦-૪-૦

# પ્રસ્તાવના.

પ્રિય પાઠકગણ? આ લઘુ પુસ્તક રચી સર્વે ભાઇઓ તથા બહેનો આગળ પ્રસીદ્ધ કરવામાં મને જેટલો આનંદ થાય છે તેટલો આનંદ મને કોઇ દીવસે ભાગ્યેજ થયો હશે.

આ પુસ્તક રચવામાં મારો પહેલોજ પ્રયાસ હોવાથી જે પણી ખરી ભૂલો જોવામાં આવશે તેને માટે વ્હાલા વાંચકવન્દ પાસે માફી યાચતાં આ સેવક નિરાશ નહિજ થાય. મારી અલ્પ બુદ્ધિથી મેં આ પુસ્તક રચેલું છે, ને સંસારમાં ખરૂં સત્વ શું છે, મિત્રોની મિત્રો તરફ ફરજ શી છે, આપણી વાર્તાની નાયિકા કાન્તા જેવી પતિવ્રતાઓ, પોતાના પતિઓ પ્રત્યે સુખ દુઃખની વેળાએ કેવી રીતે વર્તે છે, તથા પતિ જ્યાંરે સંસાર સુખ ભોગવવાને તદન અશક્ત હોય ત્યારે ચંદ્રીકા જેવી સતી સ્ત્રીઓ કેવી રીતે ધીરજ રાખે છે તેનો આબેહુબ ચિતાર ચિતરેલો છે.

આ લઘુ પુસ્તકમાં કન્યાવિક્રય સંબંધિ, તેમજ બાળ લગ્ન સંબંધી, મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે મેં વિવેચન કરેલું છે.

મારી અલ્પ બુદ્ધિને લીધેજ મારે ઘણાં ખરાં નાનાં મોટાં પુસ્તકોનો આશ્રય લેવો પડ્યો છે; જેને માટે હું તેઓના કર્તાઓનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મી. ભગુભાઇ ગોવીંદભાઇએ મને પુરતી મદદ આપેલી છે; અને તેને માટે હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

લી. કર્તા.

મનસુખભાઈ ભગુભાઇ શાહ.

# અનુક્રમણિકા.





# પ્રકરણ ૧ કાન્તીચંદ્ર.



વ્હાલા વાંચકવન્દ ! આજે આપણે કાન્તીપૂર નામના નગર કે જેની શોભા નિહાળતાં સ્વર્ગપુરી સ્વર્ગમાં, અલકપુરી એકાંતમાં અને લંકા ખારા સમુદ્રમાં સદાને માટે નિવાસ કરતી થઇ તે નગરીમાં દાખલ થઇએ.

તે નગરીમાં કુમુદચંદ્ર નામનો એક વણિક રહેતો હતો. તે સાધારણ સ્થિતિનો હતો. તેના પીતા તેને અને તેના બીજા બે ભાઇઓને મુકી પંચત્વ પામ્યા હતા. તેના બે ભાઇઓ કરતાં તે સુશીલ અને ઘણો સ્હોજીલો હતો; અને તેના એવા સ્વભાવને લીધેજ લોકો તેને ચહાતા હતા; વળી તેને વિદ્યાનું પણ વધારે જ્ઞાન હતું. તેને કાન્તીચંદ્ર નામનો એક પુત્ર હતો. આશરે ૧૪ વરસની ઊમ્મરે તેણે મૅટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરી હતી. વિદ્યા તેને ઘણીજ વ્હાલી હતી.

આહા, કેવો ભાગ્યશાળી પુરૂષ ! બસ, જરા નવરાસનો વખત મળે કે હાથમાં ચોપડી, ચોપડી અને ચોપડીજ, બીજું કાંઇ મળેજ નહિ !

ખરે, વાંચનાર ! વિદ્યારૂપી સાગર જગતમાં સર્વથી મોટો છે; વિદ્યા એજ નરનું ભૂષણ છે. વિદ્યાએજ ગુપ્ત અને અખુટ ધન છે, વિદ્યાએજ સમસ્ત સુખની જનેતા છે; વિદ્યા એજ ગુપ્ત તત્વોને પ્રકાશ કરી, સુરનર આદિને વશ્ય કરનારી છે; વિદ્યા એજ સાચો કીમીયો ચિંતામણી રત્ન અને કલ્પ વૃક્ષ છે; અને વિદ્યા એજ જન્મ મરણનાં દુઃખ ટાળનારી છે ભાગીયો ભાગ ના લઇ શકે, ચોર ચોરી ન કરી શકે અને રાજા જેની વસુલાત ન લઇ શકે તેવી છે. જેણે વિદ્યાની પ્રસાદી નથી મેળવી તે નર છતાં પશુવતજ છે.

સંસ્કૃતમાં પણ કહેલું છે કે—

**विद्वत्वंचनृपत्वंच नैवतुल्यंकदाचन।**
**स्वदेशे पुज्यते राजा विद्वान् सर्वत्र पुज्यते॥**

આ બધું આપણો કાન્તી સમજતો હતો તેથી સુખ દુઃખ વેઠીને પણ આગળ ભણવું એ તેનો નિશ્ચય હતો. પરિક્ષા પસાર કર્યા પછી અમદાવાદમાં જઇ તેણે કૉલેજ જૉઇન કરી હતી.

ન્યાતમાં કન્યાની અછતને લીધે કાન્તીનો વિવાહ થયો ન હતો. લક્ષ્મીશ્રીના છોકરા કુંવારા રહેતા તો પછી આપણા કાન્તીનો વિવાહ થાયજ ક્યાંથી? પણ વિવેકી વાંચનાર, તેમ ધારતો ના, કારણ કે અક્કલવાન માણસ માત્ર પૈસાથી લોભાઇ પૈસાવાળાને ત્યાં છોડીઓ દેતો નથી; પણ આપણા કાન્તી જેવા પુરૂષ રત્નને પસંદ કરે છે.

કુમુદચંદ્ર એકલોજ હોવાથી માત્ર વરસે દહાડે બસો, અઢીસો, રૂપિયા પેદા કરી પોતાના કુટુંબનું ભરણ પોષણ કરતો; તેમાં કાન્તી તરફથી તેને વધારે ખરચ થતું; અને જ્યારે ખાધા ખરચ મહા મહેનતે પુરૂં થતું તો પછી બચવાનું તો ક્યાંથીજ હોય ?

જો કુમુદચંદ્રને કોઇ મદદ કરનાર હોતતો જરાએ અડચણ ન હતી; કારણ કે આપણાથી અજાણ્યું નથી કે, એક હાથે તાળી પડતીજ નથી, જોડા વગર, સંતતી થવાનો સંભવ હોતોજ નથી, કોવાડાને હાથાનો સંયોગ થવાથીજ લાકડાને કાપી ચીરી શકે છે, દોરીની સહાયતાથી પતંગ વાદળાંની સાથે વાતો કરવા શક્તિ ધરાવે છે; અને દારૂની મદદથી સીસાની ગોળી પણ સિંહ જેવા ક્રૂર પ્રાણીનો પ્રાણ લઇ શકે છે.

જ્યારે એમ છે તો બિચારો કુમુદચંદ્ર એકલો કરે શું?

પરંતુ પુત્રની દક્ષતા, તેની કોમળતા, અને એવા બીજા અનેક ગુણોએ ન્યાતમાં તેને પ્રખ્યાત કર્યો.

વિલાસપુર નામના પાસે આવેલા નગરમાં મધુરચંદ્ર નામનો પ્રખ્યાત અને તવંગર શેઠીયો રહેતો હતો. તેને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ બુદ્ધિમતિ હતું અને પુત્રીનું નામ કાન્તા સુંદરી હતું. કાન્તાસુંદરી પરણવાને યોગ્ય થઇ પરંતુ તેનો વિવાહ સરખો પણ કર્યો નહતો. તેની કાંતી અવર્ણનીય હતી, તેનું રૂપ, લાવણ્યતા અને રસિકતા તેનામાં એકઠાં વાસ કરી રહ્યાં હતાં. જે કોઇ તેના! સામું જોતું તે અંજાઇ જતું.

મધુરચંદ્ર સર્વવાતે સુખી હતો, પણ એક વાતે દુઃખી હતો. એતો કહ્યું છેકે સંસાર ચક્રમાં કોઇપણ પ્રાણી પૂર્ણ રીતે સુખી છેજ નહિ. પ્રવિણ સાગરના કર્ત્તા, મહારાજ મહેરામણજીનું કથન પણ આ પ્રમાણે છે કે;–

" કોઇ ચહે ધન ધાન્ય નિધાને, જો ન મિલે તો મહા દુઃખ માને,
કોઇ દુઃખી દંપતિ વિછુરેસે, કોઇ દુઃખી બિન સંતતિ ઐસે,
કોઇ દુખીયા પાઇ અપમાના, કોઇ દુઃખી તૃષ્ણા તુર જાના,
કોઇ દુઃખી પરવૈભવ પેખી, ઉનસેં ન્યુનપનો નિજ લેખી,
સ્વજન મરણસેં કોઇ દુઃખીયારા, કોઇ દુઃખી મિલી દુષ્ટહીદારા,
કોઇ દુઃખી શિર વૈરી વિશેષા, કોઇ દુઃખી શિર કુપિત નરેષા.
કોઇ દુઃખી દુઃખ આવન શંકા, બિન દુઃખ દુખી ગીતીગ્રહ બંકા,
મનકલ્પિત અસ દુઃખ અનેકા, વ્યર્થ દુઃખી જિનનાહિ વિવેકા".

(કોઇ ધન્યધાન્ય ભંડારનેજ ઇચ્છેછે, અને તેની પ્રાપ્તિ ન થાય તો મહા દુઃખ માને છે, કોઇ ધણી ધણીઆણીનો વિયોગ થવાથી, કોઇ સંતાન ન હોવાથી, કોઇ અપમાન મળવાથી, કોઇ તૃષ્ણાના પ્રબળપણાથી, કોઇ પારકા વૈભવને જોઇ, અગર તેનાથી પોતાનો વૈભવ ઓછાશત્રાળો હોવાથી, કોઇ પોતાના વહાલા જનના મરણથી, કોઇ કુભાર્યાનો સંયોગ થવાથી, કોઇ માથે ઘણા શત્રુ હો-

વાથી, કોઇ માથે રાજા વગેરે કોપવાથી, કોઇ ભવિષ્યમાં દુઃખ આવવાની શંકાથી, કોઇ ગ્રહ વાંકા છે એવા વ્હેમથી,—મતલબમાં એવાં મન કલ્પનાથી સાચાં માનેલાં દુઃખોની પીડાથી સંસારમાં વસતાં તમામ મનુષ્યો, વાસ્તવીક રીતે વિચારતાં, દુખીજ છે; પણ પૂર્ણ પણે કોઇ સુખી નથી. )

પોતાની પુત્રી સંસાર સાગરમાં તણાવાને યોગ્ય થઇ પરંતુ તેના લાયક એક મુરતીઓ તેની નજરમાં આવ્યો નહિ; કોઇમાં કુળની ખામી તો કોઇમાં વિદ્યાની ખામી; વાંચનાર, ચઢતાનું ભાગ્ય ચઢતુંજ હોય છે. પુન્ય બળથી જ્યારે મનુષ્યની ચડતી થવા માંડે છે, ત્યારે દરેક બાબતમાં ચઢતીજ થાય છે, અજાણ્યે હાથ લંબાતાં અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થાય છે, દુર્જન તે સજ્જન બની જાય છે; અચિંત્ય વૈભવ પ્રાપ્તિનાંજ સાધનો હાથ લાગે છે, અને અવળા પાસા સવળા થઇ પડે છે. પુન્યવંત પુરૂષ જ્યાં જ્યાં પગ મુકે છે ત્યાં ત્યાં સર્વ રીદ્ધિ સિદ્ધિ પ્રકટ થાય છે. જ્યાં રામચંદ્રજી નિવાસ કરે ત્યાં અયોધ્યાજ દેખાવ દેછે. પુણ્યવંતને માત્ર લક્ષ્મી કે કોઇ અલભ્ય વસ્તુના સંયોગનો વિચાર કરવો એટલોજ વિલંબ લાગે છે પણ ઇચ્છા કરી કે તે વસ્તુ હાજરજ ખડી થાય છે. કોયલને બોલાવવાની ઇચ્છા છતાં જેમ આંબો મોર આપે છે તેમ પુણ્યવંતને ઇચ્છા શિવાયજ પ્રત્યેક વસ્તુ આવી મળે છે. પુન્યબળથી પ્રાણગતિ પણ સારી બને છે. પુણ્યબળથી ગુણયુક્ત બની મહાન્ પુરૂષમાં ગણાય છે પુણ્યબળથી તરકટી વિઘ્નો પણ નાશ પામે છે અને પુણ્યબળથીજ ઇષ્ટમન ગમતી વસ્તુની પ્રાપ્તી થાય છે. દાખલા રૂપે આપણો કાન્તી સાધારણ મનુષ્યને ત્યાં ઉછરેલો છતાં અને જોકે તવંગર માણસના છોકરા પણ વાંઢા હોઇને મરણ પામે એવી તેમની ન્યાતમાં કન્યાઓની અછત છતાં પણ મધુરચંદ્ર જેવો પુરૂષ કાન્તીચંદ્રની વિદ્યાથીજ લો-

ભાઇને તેની રત્ન જેવી પુત્રી કાન્તાસુંદરીનો વિવાહ તેની સાથે કરવાને ધારે છે. આનું કારણ માત્ર પુણ્યબળ અને વિદ્યાજ છે.

## પ્રકરણ ૨ જું.

### રતનચંદનું ભરમાવવું અને મધુરચંદ્રનું પાછા ફરવું.

મધુરચંદ્ર વિવાહના કારણસર એકદમ કાન્તિપૂર આવી પહોંચ્યો અને રતનચંદ નામના પોતાના એક સગાને ત્યાં મુકામ કર્યો. થોડી વાર આરામ લીધા બાદ મધુરચંદ્રે પોતાના આવવાનું કારણ રતનચંદને વિદિત કર્યું અને કુમુદચંદ્રના ઘર સંબંધી સમાચાર કહાડયા. રતનચંદ આથી ખિન્ન બની નીચુ જોઇ રહયો અને મધુરચંદ્ર કુમુદચંદ્રને ત્યાં વિવાહ કરવા ધારે છે એમ લાગવાથી તેણે તેને વિલાસપૂર પાછા રવાના કરવાની પેરવી કરવા માંડી. એવામાં પોતાનાજ સાળાનો છોકરો વિવાહ રહીત છે એમ સાંભરી આવવાથી મન સાથે નિશ્ચય કર્યો કે મધુરચંદ્રને સમજાવી તેના પુત્રીનો વિવાહ તેની સાથે કરાવવો. આવા આવા તર્ક વિતર્ક કરે છે તે પરથી મધુરચંદ્ર તેની મનોવૃત્તિ સમજી ગયો અને બોલ્યો “ કેમ, રતનચંદ, કાંઇજ બોલતાનથી ? જવાબ તો આપો?”

**રતનચંદ**—શું બોલે? કરમ અમારૂં અને તમારૂં ! આવી વિદ્વાન અને રત્ન જેવી કાન્તાને કાગને ત્યાં ! વાહ ! કેવી ખબર લઇને આવ્યા છો ! ખાવાનું પણ જ્યાં પેટભર મળે નહી ત્યાં હીરો તે અપાય ! મધુરચંદ્ર આથી ઘણો દીલગીર થયો અને ગદ્ ગદ્ કંઠે પુછવા લાગ્યો “કહો ભાઇ મુરતીયો કેવો છે?”

**રતનચંદ**—મુરતીયો ! (ચાળા કરતાં) મોતીના દાણા જેવો? ?

**મધુર**—ના, ભાઇ કહોતો ખરા, તમનેજ હું તો પુછુછું.

**રતન**—હાફમેડ છે!

આથી મધુરચંદ્રતો અનેક તર્ક વિતર્કમાં ગરકાવ થઇ ગયો. તે-

વામાં રતનચંદની વહુએ નહાવાને પાણી આણ્યું. તેથી મધુરચંદ્ર નાહીધોઇ દેવ પુજા કરવા ગયો અને આપણો રતનચંદ પોતાની પરણી સાથે વાર્ત્તામાં પડયો.

**રતન**—અલી, સાંભળે છે કે ?

**માણેક**—શું કાંઇ બહેરી બહેરી ધારી ?

**રતન**—ના, ના, તું જાણે છે કે મધુરચંદ્ર અહીંઆં શા સારૂ આવ્યા છે?

**માણેક**—શા સારૂ કહોને ?

**રતન**—પેલા કુમુદચંદ્રના છોકરા જોડે તેમની પુત્રી કાન્તાનો વિવાહ કરવા !

**માણેક**—ઓત્ તમારૂં ભલું થાય! એના કરતાં મારા ભાઇના ઘરમાં શું ખોટું છે કે એને ત્યાં વિવાહ કરવા ધારે છે? બળ્યું તમેએ બોલતા નથી તો; કહોને કે મારા ગાંડા જોડે વિવાહ કરે.

**રતન**—જો, વ્હાલી, સાંભળ, હજીતો સોળેસોકટી કાચી છે:—પાશેરામાં પહેલી પુણી છે.

એતો વાતોનાં ગપ્પાં. આ બંદા કાંઇ ગાંડા ધાર્યા કે એને લાં રૂપીયો અપાવશે?

**માણેક**—જો, જો, હો એવું ના બને ?

**રતન**—ગાંડી, શા સારૂ ફીકર કરે છે? આજથીજ ધારી લેને કે તારા ગાંડાને આવી.

**માણેક**—વ્હાલા ત્યારે બીજું શું જોઇએ છે વારૂ ! આવી વાર્ત્તાવિનોદ ચાલે છે એવામાં દેવ પુજા કરી વિલે મ્હોડે મધુરચંદ્ર ઘરમાં દાખલ થયો.

**રતન**—કેમ મધુરચંદ્ર, મને તો પેલી વાતની ચીંતા થયા કરે છે. આપની કાન્તાને લાયક મુરતીયોતો મારી ધ્યાનમાં છે. પણ રૂ-

પીશે લેશે કે નહીં તેની ખબર નથી. પણ ફીકર નહી. મારે તેની સાથે ઓળખાણ છે તેથી મારી વગ પહોંચાડીને પણ તમારૂ કામ કરીશ.

મધુરચંદ્ર–કોને ત્યાં ?

રતનચંદ–હમણાં તાંને બાં. તમે તમારે ખાઇને આરામ લો. એતો બધી સવડ કરાવું છું. જમ્યા પછી મધુરચંદ્ર આરામ રૂમમાં ગયો અને રતનચંદ પણ તેની પાછળ ગ .

મધુર–ભાઇ રતનચંદ, તમે કયો મુરતાયો ધારો છો?

રતન–બ્રાહ્મણને મોકલી તમને ખબર કહીશ; મધુરચંદ્ર આથી દુઃખી તથા સુખી થયે. અને વિલાસપુર પાછા જવાને રજા માગી.

રતન–એમ તે હોય ! રહો બે દાવશ અને જુઓ શું થાયછે તે!

મધુર–તમે ખબર મોકલશો એટલે હું અહીંયાંજ આવીશ. અત્યારે મારે જરૂરનું કામ છે માટે જવાદો. રતનચંદ જાણતો હતો કે જો મધુરચંદ્ર બે દીવશ આ ગામમાં રહેશે તો નક્કી એનું મન ચળશે અને એને ત્યાં રૂપીયો આપશે. આથી તેણે તેને જવાની રજા આપી. સ્વાભાવીક રીતે માણેકે પણ તેને એક દીવસ વધારે રહેવાને કહ્યું. પણ તે પણ શાંત થઈ અને મધુરચંદ્ર વિલાસપુરના પથે પડયો.

## પ્રકરણ ૩ જું.

### કુમુદચંદ્ર અને સવિતા સુંદરો.

મધુરચંદ્રના આવ્યાની વાતવાયે ઉડી હતી. અને તેથી લાગતા વળગતાઓમાંના કેટલાક તેને જમવાનું નોતરૂં દેવા તથા કેટલાક ચાહા પીવા બોલાવવા આવવા લાગ્યા. આ પ્રમાણે બીચારા રતનચંદના ઘરમાં તે દીવશે એક આવે અને બે જાય એમ થવા લાગ્યું; પણ મધુરચદના પાછા ગયાની વત્તા સાંભળતાં તેઓ પાછા ફરતા. મધુરચંદ્ર પોતાની પુત્રીનો વિવાહ કાન્તીચંદ્રની સાથે કરવાને આવ્યો હતો અને રતનચંદના ભંભેરવાથી તે પાછો ગયોછે તે વાત ગામમાં પ્રસરી ગઇ.

તે વાત કુમુદચંદ્રના કાને પડતા તે ઘણો નારાજ થયો. સુર્ય અસ્ત વખતે દીવસ જતો રહે છે, ચંદ્રના અસ્ત ગત વખતે રાત્રી જતી રહે છે અને કુમુદ ફુલો કરમાઇ જઇ નિકાસ જાય છે તેમ કુમુદચંદ્રે રાત્રી અને ફુલોની સ્થીતી અનુભવી. પોતાની પ્રીયમાં પ્રીય વસ્તુની વિમાનના થઇ હોય અને તેથી કરીને પોતાને જેટલું દુઃખ થાય તેથી પણ અધીક દુઃખ તેને આ વખતે થયું. ગાદી ઉપર બેઠો હતો ત્યાંથી ઉઠી બેન્ચ ઉપર બેઠો પણ ત્યાં પણ તરંગ સમુદ્રમાં તણાવા લાગ્યો. સમાધીમાં લીન થયો હોય તેમ પોતાની દ્રષ્ટીને અંતઃસંક્રાંત કરી દીધી અને પ્રત્યક્ષ જે જે વસ્તુઓ જણાતી હતી તેનું ભાન પણ ન રહ્યું. મનની અંદર તેને અનેક તર્ક વિતર્ક આવવા લાગ્યા પણ આખરે તે શાંત થયો હોય તેમ અને ભયંકર તર્ક વિતર્ક મનમાંથી દુર થયા હોય તેમ એકદમ ટટાર થઇ બેઠે; જોવામાં નીચેથી તેની અવસ્થા પલટાવનાર એક ચીજ તેની આગળ ખડી થઇ પણ તેને કેમ કોણ! તે ચીજ શું હતી તે તું જાણવાને માંગતો હોય તો ખરે વાંચનાર! હું તને જણાવું: તે પવીત્ર અબળા કવિના સુંદરી હતી. પોતાના પ્રિયની મુખાકૃતી ઉપરથી તે ચેતી ગઇ કે મારા પ્રીય આજે કાંઇ ભારે ચીંતામાં છે અને તેથીજ આજે તે તરંગ સમુદ્રમાં ઝોલાં ખાય છે.

સુખી કે દુઃખી સ્થીતિમાં પતી પ્રવાસ કરે ત્યાં પત્ની પણ છાયા રૂપે જાય છે.

એવું સમજનારી અભિજાત વૃત્તીવાળી ભરત ખંડની પવિત્ર આર્યા પોતાના પ્રીય આગળ આવી ઉભી. પોતાનો સુકોમળ હાથ તેના ખભાપર મુકયો અને પ્રીય મુખાકૃતી અનીમીષ નજરે ન્યાળી-જોઇ રહી.

કુમુદચંદ્ર જાગ્યો હોય તેમ દેખાતો એકદમ ગાભરો બન્યો અને

આસપાસ જોવા લાગ્યો તો પોતાની વ્હાલી પ્રીયતમાને જોઈ; તે હસતો દેખાવાને વ્યર્થ યત્ન કરવા લાગ્યો.

સવિતા--પ્રીય આજે તો તમે મારા ઉપર ગુસ્સે ક્યા લાગોછો?

કુમુદ--ના પ્રીયા, એમ તે હોય ?

સવિતા—વ્હાલા તમે હમેશાં મને રાજી ખુશીથી બોલાવતા હતા પણ આજે તો હું આવીને આપની સામે ઉભી રહી તો પણ આપે મને બોલાવી પણ નહી; વળી ગદ્ ગદ્ કંઠે બોલવા લાગી-

"ચકોર તલપે ચંદ્રને, ચંદ્ર ખરે નહી ઉગ,
ફરી ગયા એમ પ્રીય તમે, બળે ઉર ભરપુર.

કુમુદચંદ્ર—( હાથ ઝાલીને ) વ્હાલી, શું આમજ ! આવ, આવ, બેસ મારી સાથે; મારી ભુલ થઇ તેને માટે માફી આપ. પ્રીયનુ આવું બોલવું સાંભળી સવિતા હર્ષભેર પેતાના પ્રીયના ગળાના આસ-પાસ હાથ નાંખી બેન્ચ ઉપર બેઠી અને વાર્ત્તા વિનોદમાં પડી.

કુમુદ—આપણા કાન્તીનો વિવાહ આપણી આવી સ્થિતીમાં થશે એમ હું ધારતો નથી.

સવિતા—વ્હાલા, એમ તે હોય,? કન્યાની અછતને લીધે એવું ધારતા હશો, પણ હવે તો સમજજો કે વિવાહ થયો

કુમુદ—પ્યારી, કેમ સમજું ? ન્યાતમાં તવંગર માણસના પુત્રોને પણ કન્યા મળવાનો સંભવ છે નહી તો આપણા જેવા રંક જીવોને તો સંભવ હોયજ ક્યાંથી !

સવિતા--અરે વ્હાલા, શ્રેષ્ટ માણસ તો પૈસોજ જોતા નથી. પણ કુળ અને મુરતીયોજ જુએ છે. તમે જાણતા હશો કે વિલાસ પુરનો મધુરચંદ્ર નામનો માણસ તે કારણસર અહીંઆં આવ્યો હતો. હવે તો એક આવશે ને બે જશે. પુત્ર હશે તો વધૂ આવશે.

કુમુદ—વ્હાલી; તારૂં કહેવું ખરૂં છે હવે મારે શોક કરવાનું

કાંઇ પણ કારણ નથી. આટલું બોલી પોતાની પ્રીયાને ચુંબન કરી તેણે દુકાનનો રસ્તો લીધો.

## પ્રકરણ ૪ થું.

### સ્ત્રી મંડળ.

પ્રિય પાઠકગણ, હવે તારી સ્મરણ શક્તિની કમાન વિલાસપુરમાં મધુરચંદ્રના ઘર તરફ ફેરવ.

જે દીવસે રાત્રે મધુરચંદ્રે વિલાસપુર છોડયું હતું તેના બીજા દીવસની સવારે, તેની વૃદ્ધ માતા, તેની સ્ત્રી, અને તેની પુત્ર વધૂ ગુલાબ વહેલાં ઉઠી ઘરનું કામકાજ કરતાં કરતાં પણ કાન્તાના વિવાહ સંબધી વાતો કરતાં હતાં.

**ડોશી**—વહુ, કાન્તાનું તો ભાગ્ય ભળ્યું. વરતો જોઇએ તેવો છે.

**ગુલાબ**—બાઇજી, તમે તેને જોયો છે?

**ડોશી**—મારો અજાણ્યો છે કાંઇ? આજ કાલ તો એ નાગો નાગો ફરતો હતો. ?

**સુંદર**—એનું નામ તો કહો ?

**ડોશી**—એનું નામ કાન્તીચંદ્ર છે.

**ગુલાબ**—વાહ, કાન્તા સુંદરી અને કાન્તીચંદ્ર; બેએ, નામ મળતાંજ છે. મેનાં, પોપટની જોડ!

આ કથા ચાલે છે તેવામાં ચાર બાળાઓ "કાન્તા, કાન્તા" કરતી ઘરમાં દાખલ થઇ.

**તારા**—ગુલાબ ભાભી, કાન્તા ઉઠીછેકની ?

ગુલાબ હસતે વદને તારા તરફ પ્રેમથી હાથ લંબાવતી બોલી "આજે તો અમારાં અહો ભાગ્ય છે કે મોટી બ્હેને અમારૂં ઘર પાવન કીધું. હમણાં તો તમારાં દર્શન દેવને પણ દુર્લભ છે. વારૂ, પણ કુશળ તો છેને ?

આવું સ્નેહ પુરિત મધુર વાક્ય સાંભળી, તારાએ મૃદુહાસ્ય સહિત કહ્યું કે—"ભાભી, ઇશ્વર પ્રસાદે સહકુટુંબ કુશળ છે. મને પણ તમને અને મારી સુજ્ઞ સખિ કાન્તાને મળવાની ઝંખના થતી હતી. પણ હાલમાં મ્હેં "વિકાશી કુસુમ" નામનું પુસ્તક રચવું શરૂ કર્યું છે. તે પુસ્તકમાં ઘણી જાતનું વિવેચન કરવામાં આવેલું છે. વારૂ! એ બધું ખરૂં, પણ મારી સુજ્ઞ વહાલી સખી કાન્તા ક્યાં છે?

**ગુલાબ**—તારા બ્હેન, કાન્તાબાનો તો આજ વિવાહ થવાનો છે કે, કોણ જાણે થયોએ હશે?

તારા અને બીજી સખીયો સાનંદાશ્ચર્યથી પુછવા લાગી "ભાભી સાહેબ, કયા ગામમાં? અમે પણ મ્હોં ધોઇનેજ આવ્યાં છીએ તો? તારાએ અધીરાઇથી પુછવા માંડયું "ભાભી આ વાત કાન્તા જાણે છે ખરી કે?"

**ગુલાબ**—કોણ જાણે, કાન્તાબા તે ઉંઘે છે કે જાગે છે તેની ખબરજ નથી ને?

**તારા**—ચાલો સખિયો, કાન્તા પાસે જઇએ; અને ગોળધાણા માગી લઇએ. વ્હાલા વાંચકવન્દ! આ વાતો થતી હતી ત્યારે કાન્તા શું કરતી હતી, તે વિચાર તારા મન મંદીરમાં જન્મ પામશે. આ વખતે કાન્તા અટાળીએ આવી લક્ષ દઇ સઘળી વાતો સાંભળતી હતી અને આનંદમાં મગ્ન થતી હતી.

જે વખતે તારાએ કાન્તા પાસે જવાનું કહ્યું તેજ વખતે આપણી કાન્તા, ઉંઘમાંથી ઉઠીને આવી હોય એમ દેખાતી, આંખો ચોળતી ચોળતી યત્ન કરતી—સફળ થતી જણાઇ.

તારા સામું જોઇ હસતે વદને, વિવેકથી તે બોલી "અહો, તારાબાનુંજ મ્હો જોયું." ત્યો આજતો મારો દીવસ સુખમાં નિર્ગમન થશે એવી આશા—ઉમેદ રાખું છું.

તારા આ વખતે સ્તબ્ધ, પુતળા જેવી થઇ ઉભી.

**કાન્તા**—બ્હેન તારા, સાસરેથી ક્યારે આવી?

**તારા**—દેખી ત્યારે.

**કાન્તા**—સર્વ સુખી છેકની?

તારા કાંઇ બોલીજ નહિ.

કાન્તા--Come on, come on, why do you stand like a statue there?

**તારા** (હસતાં હસતાં)-બ્હેન, આજતો તું ઇંગ્લીશ બીંગ્લીસ એવી એવી ભાષાઓમાં મારી સાથે વાત કરીશ; કેમ નહિ કાન્તા?

**કાન્તા** (સરમાતી)-બ્હેન, આમ શું બોલેછે-બકે છે.?

**તારા**—'બોલે છે, ને બકે છે? પણ મને કહે કે આજે ઇંગ્લીસ ભાષણ કેમ કર્યું?

**કાન્તા**—વારૂ ભાઇ વારૂ, હવે ઇંગ્રેજી-અંગ્રેજી નહિ બોલીએ; પણ કુશળ તો છેકની?

**તારા**—હું કાંઇ તારો ભાઇ નથી; પણ મારે તને એક વાત પુછવાની છે.

My dear bird, art thou to be betrothed to day?

કાન્તા નીચુજ જોઇ રહી અને ઉંચું જોવાને વ્યર્થ યત્ન કરવા લાગી; એટલામાં તારાએ કહ્યું "કેમ કાન્તા, સરમાય છે કેમ? જવાબ તો આપ."

ગુલાબ બોલી ઉઠી, બહેન અમે ભણ્યાં નથી પણ ગણ્યાં તો છીએ. કરીએ નહિ પણ બોલીએ તો ખરાં. એતો તમે આવું આવું પુંછ્યું તે અમે સમજ્યાં. કાંઇ અમારા સાંભળતાં એ વરનું નામ દઇ શકે એમ છે? ઇંગ્રેજી ભણેલું એટલી આમન્યા નહિ રાખે.?

**તારા**—આળી, એવું પુંછ્યું નથી. એતો—

**ગુલાબ**—એવું નહિ તો કેવું વળી? શું વહુનું નામ પુછયું ત્યારે? ઇંગ્રેજી ભણેલાં એટલે હવે છોકરાં સમજાવવા જેવું કરોછો? પણ હ્યોને હું જ તેમના વરનું નામ દઉ?

**તારા**—ભાભી, મ્હેં તો બીજું કાંઇ પુછયું છે પણ કહો જોઇએ એમનું નામ શું છે?

**ગુલાબ**—કાન્તીચંદ્ર; કેમ નામ ગમ્યું કે નહિ?

તારા હસની હસતી પુછવા લાગી "કેમ કાન્તા, કાન્તીચંદ્ર તે કોણ? Art thou in love with him?"

**કાન્તા**—લવને બવ હવે. કહેનેકે તારે આજે મારી મશ્કરીજ કરવી છે? છોને ગુલાબડી એની મેળે બસ બસ કરતી. તું તારે આવને ઉપર અને પુછવું હોય તે પુછ.

ડોશી આ સાભળી હસી પડયાં. "પુછવું હોય તે પુછ" એ શું? તારા પુછે એને તું શું ઉત્તર આપવાની હતી? તું તો હજી છોકરૂંજ છે ને ન્યાતમાં ઓળખે પણ કોને?

**કાન્તા**—માતાજી. તમે વૃદ્ધ છો પણ છોકરાં જેવાંજ છો. તમારાં જેવાંને આ બોલવું ઉચિત નથી.

**તારા**—કેમ કાન્તા, એમ કેમ બોલે છે? વૃદ્ધ એટલાં બાળક, ઇંગ્રેજીમાં પણ કહેલું છે કે—

"Old age is the second child-hood.

પ્રસ્તુતઃ વિષય બદલી અન્ય વિષયમાં પ્રવેશ કરવાને કાન્તા ડોશી પાસે જઇ બેઠી; અને કહેવા લાગી "માતાજી, તમે તપખીર શા સારૂ સુંઘો છો? તમારે તે શીવાય ચાલતુંજ નથી, ખરૂંકની?"

**ડોશી**—બેટા, જુગારીને જુગાર રમ્યા વિના, દારૂડીઆને દારૂ પીધા વિના, જુઠાને જુઠ બોલ્યા વિના, ચાડીયાને ચાડી કર્યા વિના, ચોરને ચોરી કર્યા વિના, કસાઇને હિંસા કર્યા વિના, ક્ષત્રિયને હથિ-

યાર ધારણ કર્યા વિના, અને નવોઢાને કામ વિના, ચાલે તો મારે તપખીર સુંઘ્યા વિના ચાલે.

**કાન્તા**—એ બહુ ખોટું છે હોં? ઘણી રીતે તે હાનીકારક છે, એમ કહી કાન્તા કાંઇ બોલવા જતી હતી તેને ડોશીએ અટકાવી.

**તારા**—શું, શું, કાન્તા, બોલતો ખરી અમે પણ સાંભળીએ?

**કાન્તા**—માજી રજા આપે તો?

**ડોશી**—હા, માજીજ રજા આપે એવાં છેતો? ઇંગ્રેજી ભણેલાંને કાંઇ શરમ! કાંઇ કાંઇ બોલે તે!

**ગુલાબ**—માજી, કહેવાદોને હવે અમે પણ સાંભળીએ તો ખરાં!

કાન્તા શું કહે છે એ સાંભળવાને ડોશી પણ આતુર બન્યાં અને તેથી કાન્તા ગમે તે કહે તેમાં ખોટું ન લગાડવું એવું વચન આપ્યું.

કાન્તા શરમથી નીચું જોતી, ઊંચું જોતી, કોઇ ચોપડીમાંથી વાંચેલી નીચેની કડીઓ, પોતાના કિન્નર કંઠમાંથી મોતીની સેરો પેઠે સારવા લાગી.

> " તપખીર સુંઘે જન, જુઓ તેનું કેવું તન
> જાણે ધૂળનુંજ વન, બહુ દુઃખકાર છે.
> લુગડાં સદાય મેલાં, હાલ બહુ દીસે ઘેલા,
> નાકમાંથી ચાલે રેલા, ગંધનું અગાર છે;
> કદીએ ભુલાય નહિ, આઘી પાછી થાય નહિ
> સદા સાથે રહે સહી, ખાલી ખોટો ભાર છે. "

ડોશી હસતાં હસતાં બોલ્યાં "જોયું, વહુ, તારી છોકરીએ કહ્યું તે? તું કહે છે કે મારી છોકરી ડાહી છે!

**સુંદર**—સાસુજી, ત્યારે એ ગાંડી? શું ખોટું કહ્યું છે એણે? કાંઇ તમને ગાળો તો ભાંડી નથી?

**ગુલાબ**—કાન્તાબા, તમારાં બા કહે છે ત્યારે માતાજીને ગાળો ભાંડો.

**ડાશી**—બાવને આવી, ગાળો ભાંડવા? શું કાંઇ સોંઘાં દીઠાં?

ચાલતો વિષય મુકી બીજી વાર્તામાં પેઠાં તે ઠીક નહિ લાગવાથી તારાએ કહ્યું "બ્હેન કાન્તા ગોળને ધાણા તો વહેંચ"? કાન્તા આ સાંભળી શરમાતી શરમાતી દાદર ઉપર ચઢી ગઇ; તારા અને બીજી સખીઓ પણ તેની પાછળ પાછળ ગઇ.

**તારા**—બ્હેન, એક શ્લોકનો અર્થ બતલાવને?

**કાન્તા**—કયો શ્લોક??

**તારા**—જો સાંભળ; એમ કહી નીચે પ્રમાણે તે બોલી–

**"बाल्येपितुर्वशेतिष्टेत् पाणिग्राहस्य यौवने।
पुत्राणांभर्तरि प्रेतनभजेत् स्त्री स्वतंत्रताम् ॥"**

**કાન્તા**—બ્હેન, ગમે તે કહે પણ આજે તારે મારી મશ્કરીજ કરવી છે? આ શ્લોકનો અર્થ તને ના આવડે એમ હોય? આથી તો અઘરા અઘરા શ્લોકોના અર્થ તું જાણે છે.

**તારા**—ના બ્હેન, ના, મને એનો અર્થ કહે.

**કાન્તા**—જો એનો અર્થ, એવો છે કે "સ્ત્રીઓએ બાળપણામાં બાપની આજ્ઞામાં રહેવું, જુવાનીમાં વરની આજ્ઞામાં રહેવું, અને વર મરી ગયા પછી છોકરાઓની આજ્ઞામાં રહેવું; તેઓએ સ્વતંત્ર થવું જોઇએ નહિ.

પ્રિય, પાઠકગણ! આ શ્લોકનો અર્થ કાન્તાએ શું એની સખીઓનેજ સંભળાવ્યો?

ગુલાબ, દાદર નીચે કાન ધરી રહી હતી તેમાં પણ તે અર્થને પ્રવેશ કરવાને રજા મળી.

અર્થ સાંભળી ગુલાબ બોલી ઉઠી "બ્હેન, અર્થ તો ખરો છે

હો? તમે આ પ્રમાણેજ વર્તોછોને ભવિષ્યમાં પણ વર્તશો એવી આશા રાખું છું; કારણ કે જે નાનપણથી કેળવાયલું છે તેને મોટપણે કેળવવાની જરૂર પડતીજ નથી.

આ સાંભળી કાન્તા રાતી પીળી થઇ ગઇ, પણ તારાના વારવાથી તે કાંઇ બોલી નહી.

ગુલાબ આટલું કહી નીચે ઉતરી ગઇ અને પોતાની દેહને ગૃહ કાર્યમાં ભેળવવા લાગી.

ચંપાં—બ્હેનો, હજી તો દશજ વાગ્યા છે; બજ્યું ક્યારે દીવસ જતો રહે અને કાકા ખબર લાવે કે ગોળધાણા મળે! બળ્યા ઉનાળાના દીવસો કેમે કરી જતાએ નથી તો! ખાવાનો વખત થવા આવ્યો એટલે તારા અને બીજી સખીઓ કાન્તાનું ઘર છોડી ચાલી ગઇ.

## પ્રકરણ ૫ મું.

### મધુરચંદ્રનું ગુંચવાવું; અને કાન્તીચંદ્રની સુશોલતાની ખાત્રી.

બીજે દીવસે તારા, કાન્તા, અને બીજી સખીયો મધુરચંદ્રની વાટ જોતી બેઠી છે એવામાં નિરાશ બનેલા, અને અનેક તર્ક વિતર્ક કરતા મધુરચંદ્રે ઘરમાં પ્રવેશ કર્યો.

તારા—કાકા, કેમ કર્યું ?

મધુર—હુંતો પાછો આવ્યો છું.

ડોશી—અલ્યા મધુરીયા, પાછો કેમ આવ્યો ? વિવાહ કર્યોકે નહિ?

મધુર—માતાજી, રતનચંદે તો ત્યાં રૂપાઓ આપવાને ના કહી; કારણ કે મુરતીઓ અડધો ગાંડો છે એવું એ કહે છે. આ સાંભળી તારા નિરાશ થઇ.

ડોશી—મુરતીઓ ગાંડો છે! કાન્તીચંદ્ર ગાંડો! તું અને એ રતનચંદ ગાંડા છો. મ્હેં તને રતનચંદની સલાહ લેવાનું વળી કયારે કહયું હતું ? જાણે તો છે કે રતનચંદ અને કુમુદચંદ્રને ઉંદર બિ-

વાડીનું વેર છે. કાલનુંજ વર્તમાન પત્ર વાંચ, અને જોતો ખરો કે તે યુનિવર્સીટીની મૅટ્રીકની પરીક્ષામાં પહેલો આવ્યો છે; નહિ તો એ કાંઇ મારો અજાણ્યો છે જે? વિવેકપૂરના વિવેકબુદ્ધિનો એ ભાણેજ થાય છે.

મધુર—વિવેકબુદ્ધિનો એ ભાણેજ? ઓળખ્યો, હું જ્યારે વિવેકપૂર ગયો હતો ત્યારે તે ત્યાં હતો. શું તેનો વિવેક, વિદ્યા અને વાણી! ગમે તેમ હોય પણ રતનીઆએ મને છેતર્યો.

તારાએ આ સાંભળી સુખી દુઃખી સ્થિતિ અનુભવી; અને પોતાની સખી કાન્તા પાસે તે પાછી મેડીમાં ગઇ; અને કાન્તાને જોતાંજ, તેનું ફીકુ પડેલું મુખ તે કળી ગઇ. પોતાની વ્હાલી સખિ કાન્તાની આસપાસ પોતાના હાથ વીંટી તેને પુછવા લાગી " કેમ બહેન, તારા મુખ ઉપર આજે આટલી બધી બેચેની કયાંથી?

કાન્તા—સુજ્ઞ સખિ, મારા કરમમાંજ કાન્તી નથી તો પછી શું? શું માજી કરતાં પિતાજી વધારે અનુભવી છે? આ ન્યુસ તો વાંચ અને જો, ન્યુસવાળાઓ તેના વખાણ કરે છે તે. કેટલાં કેટલાં પાંડિત્યવેતનો (સ્કૉલરસીપો) અને પારિતોષિકો (ઇનામો) તેણે મેળવ્યાં છે? શું આ માણસ ગાંડો કે પછી પિતાજી ગાંડા?

તારા—બ્હેન, કોઇએ ગાંડું નથી, નક્કી (છાપામાં આંગળી કરીને) આ, જ, માણસ સાથે તું પરણવાની?

કાન્તા—નહી તો, બીજા સાથે ચોખી ના?

તારા—અરે મધુરી, આમ અધીરી ન થા. ઇશ્વર સૌ સારાં વાનાંજ કરે છે અને કરશે.

કાન્તા—બ્હેની, મારી ધીરજ રહેતી નથી. હવે મને "કાન્તી, કાન્તી" એવી ઝંખના થાય છે.

હંસે નળરાજાનું દમયંતી આગળ વર્ણન કર્યું હતું ત્યારે દમ-

યંતીને, નળની જેમ ઝંખના થતી હતી તેમ; પણ એથી પણ વધારે; નળને પોતાનેજ પાછી દમયંતીની ઝંખના થતી હતી એટલે બીજી સ્ત્રી તે સ્વીકારેજ કેમ? આતો કોણ જાણે શું એ થશે; તેનો વેવિશાળ બીજે કોઇ ઠેકાણે થઇ ગયો હશે તો?

**તારા**—આજેજ પિતાજી પાછા ત્યાં જવાનું કહે છે. એક દીવસમાં શું ખટું મોળું થાય છે? આટલા વરસ સુધી તે વિવાહ રહિત રહ્યો તો પછી એક દીવસ વધારે નહિ રહે?

**કાન્તા**—બ્હેન, તારા બોલવાથી મને ઘણું દુઃખ થાય છે. અરેરે! કાન્તીચંદ્ર, કાન્તી કાન્તી?

**તારા**—બ્હેન, વરનું નામ દેતાંએ શરમાતી નથી?

**કાન્તા**—શરમાય શા માટે જે? પ્રિયનું નામ દેતાં પ્રિયાને શો બાધ?

**તારા**--કાંઇ નહિ; તારાજેવીનેતો કાંઇજ નહિ.

**કાન્તા**--મારા જેવીને શા માટે? હું તો જગતને શીખામણ આપું છું કે પતીનું નામ દેતાં પત્નીને બાધ ન ગણવો.

**તારા**--જગત કાંઇ ગાંડું નથી કે ત્હારા જેવું કરે. હજીતો તારો તેના સાથે સંબંધ પણ નથી અને તેને પ્રિય, પ્રિય, કરે છે; વાહ!આ સાંભળી નાજુક અબળા બાળકી એકદમ તારાના ખોળામાં પડી અને ચોધારે આંસુ સારવા લાગી. તારા અને તેના સગાંઓ, તેના કમળ ચક્ષુમાંથી સરતી અશ્રુસરિતાને ઝીલતી ઝીલતી આશ્વાસન આપવા લાગી.

આ પાસ આ નાટક ભજવાતું હતું અને જોડેની મેડીમાં મધુરચંદ્ર સુતો સુતો તરંગોમાં તણાતો હતો.

કુમુદચંદ્ર બીજાનો રૂપિયો સ્વીકારશે? અત્યારે જઇને રૂપિયો આપી આવું? રતનચંદે સાચું કે જુઠું કહ્યું? આવા આવા સવાલો તેના હૃદયને તે પુછતો હતો.

એવામાં કાન્તાના મામા તરફથી એક કાગળ આવ્યો. જે વાંચવાથી તેની ખાતરી થઇ ગઇ કે કાન્તીચંદ્ર કાન્તાને લાયકજ છે.

આ કાગળ છાતીપર રાખી ફરી ફરીને વાંચતો મધુરચંદ્ર ગાદી ઉપર ઉંઘી ગયો.

અડધો એક કલાક ગયા બાદ કાન્તા સચેત થઇ અને કાન્તી, કાન્તી કરતી બારી ભણી દોડી; પોતાના પીતાના હાથમાંનો કાગળ તેણે જાળીમાંથી જોયો. અને તે લઇને વાંચવાની તેની જીજ્ઞાસા થઇ.

"પાણી પીને આવું છું" એમ કહી કાન્તા મેડીમાંથી નીચે ઉતરી, છાની માની પીતાની ઓરડીમાં ગઇ, અને ચોરની માફક તેણે તે કાગળ ચોરી લીધો. કોણ જાણયે પિતાની ઇચ્છાથી કે તેની ચપળતાથી તે કાગળ સરતો સરતો, ફાટયા વીના, તેના હાથમાં આવ્યો??

કાગળ પુરો વાંચ્યો; વાંચીને ખરી ખાતરી થઇ કે હું કાન્તી ચંદ્રને લાયકજછુ, એવું મારા મામાના લખવા ઉપરથી જણાય છે. લાયક ન હોઉં તો મારા મામા, મારા પિતા ઉપર આવો કાગળ લખેજ કેમ? શું મારે માટે તે અહિત ઇચ્છે? બસ, ગમે તેમ હો, પણ આપણે તો કાન્તીનેજ પરણવાનાં!

આ કાગળ, સોડમાં ઘાલી ધીમે રહીને દાદરપરથી તે ઉતરી પડી, અને પોતાની ઓરડીમાં જઇ સખીયો સાથે વાતોમાં પડી.

તારાના હાથમાં કાગળ મુકી, તે બોલી, "બ્હેન, જો, મારા મામાના લખવા પરથી પણ સીદ્ધ થાય છે કે કા—ન્તી—ચંદ્ર, કાંતિમય અને સુશીલ છેજ.

**તારા**—સુન્ન વ્હાલી સખી, "કા—ન્તી—ચંદ્ર" એમ અચકાઇને કેમ બોલી?

**કાન્તા**—મોટી બહેનના મોંઢે વરનું નામ દેતાં શરમ આવી?

**તારા**—ઓત્, તારૂં ભલુ થાય? નામ દેવું દેવુંને પાછી શરમ!

કાન્તા—બ્હેન કાન્તીને ઝટપટ લાવ. ચિત્રલેહા અનીરૂદ્ધને રાતમાંને રાતમાં લાવી હતી તેમ!

તારા—અરે વ્હાલી, આમ ગભરાય છે કેમ? પીતાજી હમણાં જશે; નહીતો પછી કાલે જશે?

કાન્તા—હં, હં, હં, હં, કાલ સુધી તો ગળે પ્રાણુજ આવશે?

તારા—કાતીચંદ્રને બોલાવજે કે પ્રાણને ગળે નહિ આવવા દે?

કાન્તા—"કાગડાના મનમાં હસવું'ને દેડકાનો પ્રાણ જાય" એમ કરે છે, બ્હેન!

તારા—વારૂ, અમે કાગડા; પછી કાંઇ કહેવાનું?

આ વખતે મધુરચંદ્રનો હાથ તેની છાતી ઉપર પડેલો હોવાથી, તેને સ્વપ્ન ઉપર સ્વપ્ન આવતાં હતાં.

થોડાક ગાઉનું છેટું ભાગી, રતનચંદ પોતાની સામે ઉભો હોય, પોતે તેને પોતાનું ઘર છોડવાને આજ્ઞા કરતો હોય, અને પોતે તેના ઉપર ગાળોના વર્ષાદ વર્ષાવતો હોય એમ લાગ્યું.

ઘડીમાં પોતાની પાસે આંખમાંથી આંસુ સારતી પવિત્ર અબળા બાળકી કાન્તા, ગુસ્સાભરી આંખે પોતાને કાન્તીપૂર જવાને અને પોતાનો સંબંધ કાન્તીચંદ્ર સાથે બાંધવાને આજ્ઞા કરતી જણાઇ પોતાની વૃદ્ધ માતા, ભોળા પુત્રને ભરમાવનાર રતનચંદને ગાળો ભાંડતી, અને પુત્રની મૂર્ખતાને માટે તેને ઠપકો દેતી લાગી.

ઉઘાડે કેશે પોતાની પ્રિયા, પુત્રીના કમ નશીબને ગાળો ભાંડતી, અને ચર્મ ચક્ષુમાંથી ખરતા, અશ્રુથી ચોળી ભીંજાવતી લાગી.

પોતે તેને સમજાવતો હોય, આશ્વાસન આપતો હોય એમ અનુભવ્યું.

અચીંત્યો છાતી ઉપરથી હાથ ખસી ગયો, તેની સાથે સ્વપ્ન પણ ખસી ગયું અને મધુરચંદ્ર આનંદી નીંદ્રા ભોગવવા લાગ્યો; તે નીદ્ર

પણ લાંબો વખત ટકી નહિ; ઊંઘમાંને ઊંઘમાં તે બોલવા લાગ્યો, "અહો, કાન્તા, તું કયા પુરૂષને યોગ્ય હોઇશ? તારા મામા અને વૃદ્ધ માતાજી ના કહેવાપરથી જણાય છે કે નક્કી કાન્તીચંદ્રજ તારે યોગ્ય છે. રતનચંદજ તેને અયોગ્ય કહે છે.

પણ હશે, તારા પુણ્યપ્રભાવના બળે યોગ્ય વરનેજ તું પરણવાની; પુણ્યને લીધેજ તે અહીંઆં અવતાર લીધો; અને તારી આવી કાન્તી અને સુશીલતા પણ તેને લીધેજ ? કહ્યું છે કે–

"पुण्यैः संभाव्यते पुंसाम संभाव्य मपिक्षितौ ।
तेरुर्मेरुसमाः शैलाः किंनरामस्य वारिधौ ॥"

(પુરૂષને જગતમાં અસંભવીત વસ્તુનો પણ પુણ્યના યોગે સંભવ થાય. શું રામચંદ્રના મેરૂ સમાન પર્વતો સમુદ્રમાં તર્યા ન હતા?) એતો એજ કે તારા પુણ્ય બળેજ કાન્તી હાથમાં આવ્યો; આજેજ હું કાન્તીપૂર જઇ તારૂં વેવિશાળ કાન્તીચંદ્ર જોડે કરીશ.

પ્રિય વાંચનાર, મધુરચંદ્રનું નિદ્રામાં આ બોલવું, રતનચંદે મોકલેલો બ્રાહ્મણ અને પાસેની ઓરડીમાં કાન ધરી રહેલી કાન્તા સાંભળતાં હતાં.

આવેશમાં ને આવેશમાં તે ઉઠવા જાય છે એવામાં તેની દ્રષ્ટી પાસે બેઠેલા બ્રાહ્મણપર પડી અને એકદમ તે આભો બન્યો.

**બ્રાહ્મણ**—કેમ શેઠજી, ખુશીમાં તો છોકની?

**મધુર**—જી, મહારાજ, આપ અહીંઆં કયાંથી?

**બ્રાહ્મણ**—મને ઓળખ્યો?

**મધુર**—ન્યાતના ગોરને વળી ઓળખ્યો, એમ કેમ?

**બ્રાહ્મણ**—જે વિચાર તમારી ઉંઘમાં તમે કરતા હતા તે વિચાર યોગ્ય છે. રતનચંદના કહેવાથી હું આવ્યોછું; અને તમારી પુ-

ત્રી કાન્તાનો વેવિશાળ તેના સાળાના છોકરા ગાંડા સાથે કરવાને તે ધારે છે એવું હું તમને જણાવું છું.

**મધુર**—તે વિષે તમારી સલાહ શી છે ?

**બ્રાહ્મણ**—મારી સલાહ પુછો તો, આજેજ મારી સાથે આવી કાન્તીચંદ્રના હાથમાં રૂપીયો મુકો.

**મધુર**--મહારાજ, ખરૂં કહોછો કે કાન્તીચંદ્ર આપની કાન્તાને લાયક છે?

**બ્રાહ્મણ**--શેઠજી, કાન્તા, કાન્તા, શું કરો છો ? એવી સેંકડો કાન્તાઓ આવે તો પણ તે પરવા રાખે એવો નથી.

**મધુર**--માહારાજ, ત્યારે તો ચાલો તમારી સાથે અત્યારેજ આવી રૂપીઓ આપું.

**બ્રાહ્મણ**--શેઠજી, જઇને વેવિશાળ કર્યા પછીજ ઘર પુછજો; હો!

**મધુર**--અરે મહારાજ, એતો પાણીપીને ઘર પુછવા જેવું થયુ ?

**બ્રાહ્મણ**--હા. અત્યારે ઊંધો વેદ. ચાલો તૈયાર થાવ.

મધુરચંદ્ર ઉઠયો, કપડાં પહેર્યાં અને દાદરપરથી નીચે ઉતર્યો.

વિવેકી વાંચનાર, તું એમ ન ધારતો કે બ્રાહ્મણ અને મધુરચંદ્રની વાતો કોઇ સાંભળતું નહતું આપણી વાર્તાની નાયિકા અને તેની સખીયો બારીની એક પાસ, અને ગુલાબ અને સુંદર બારીની બીજી પાસ કાનધરી રહ્યાં હતાં.

મધુરચંદ્ર નીચે ઉતર્યો એટલે ચંપા કંકાવટી લઇ સામી મળી અને તેના શુકનજોઇ મધુરચંદ્ર કાન્તીપૂરના પંથે પડયો.

## પ્રકરણ ૬ ઠું.

### કાન્તીપૂર.

આ વખતે કાન્તીપૂરના દેવાલયોમાં ઓચ્છવ છવાઇ રહયો હતો. તેની શોભા કોઇપણ મુસાફરને ગરકાવ કર્યા વિના રહે નહિ

એમ હતું; ત્યાંના મકાનોની નવીનતા અને અગમ્યતા દૃષ્ટિગોચર થતાં એવો કોઇકજ મનુષ્ય ક્વચિતજ હોય કે ઘડીભર સ્તબ્ધ થયા વિના રહે.

ત્યાંના બજારો, નાગરિકોની હવેલીઓ, મંદીરોના ગગન સાથે વાત કરતા શીખરો, તે પર ચળકતા સોનાના કળશો વિગેરેનું અવલોકન કરી આગળ ચાલતાં શ્રી શાંતીનાથજીનું દેરાસર આવ્યું. બીજાં બધાં દેરાસરો કરતાં આ દેરાસર વધારે નમુનેદાર ભાસતું હતું.

આવી આવી જન પ્રિય, આનંદાયી, અને ઉત્તમ ભૂમીપરની રચના નિહાળતાં ત્યાંથી આગળ ચાલવાને મનુષ્યનું મન થાય તેવા સ્તવિક છે.

પરંતુ આગળ હજુ ઘણું ઘણું જોવાનું છે. યાત્રા ભરાઇ છે જરા આગળ ચાલતાં સડક ઉપર જનોઇનાં દોરડાં ઘાલી ભિક્ષા વૃત્તિ કરનાર બ્રહ્મણ નામનું ગૌરવ રાખનારા નામધારિ બ્રાહ્મણો અને તે શીવાય પણ બીજી ગરીબ વર્ણના ભિક્ષુકો, લુલાં, લંગડાં, બહેરાં, મુગાં, પતિયાં કોડીયાં, આંધળા, ઇત્યાતિ અનેક ભીખારીઓ લાંબા લાંબા પથારા કરી પાઇ પૈસાની લાલચથી બેઠેલા હતા. કેટલાએક ગુજરાતી બ્રાહ્મણોના નામથી ઓળખાતા, મેલી પાઘડીઓ અને જાડી જનોઇવાળાઓ, વિવેક રહિત થઇ એક થાળીમાં થોડું કંકુ લઇ માર્ગ ક્રમણ કરતા, દરેક સ્ત્રી, પુરૂષોને, જે થાઓ, જે થાઓ, ના ઉચ્ચાર કરતા ચાંલ્લો કરવાને જતા જોવામાં આવતા. આવી ધામધુમ વચ્ચે થઇ આપણો મધુરચંદ્ર, ગોર મહારાજને સાથે લઇ, કુમુદચંદ્રના ઘેર જઇ તેની પુત્રી કાન્તાનો વેવિશાળ કાન્તીચંદ્ર સાથે કરી આવ્યો.

મધુરચંદ્રના વિલાસપુર છોડયા પછી, કાન્તા અને તેની સખિયો, જુદી જુદી વાર્તાવીનોદ ચલાવતાં હતાં.

ચંપા–બ્હેનો, પેલી બિચારી મેનાંને તો અત્યારથીજ રંડાપો આવ્યો?

**તારા**—હેં ! શું મેનાં રાંડી ?

**ચંપા**—રાંડેસ્તો. એના પીતાએ હાથે કરીને પૈસાની લાલચથી ઘરડા ટરચા જોડે પરણાવી હતી તે ?

**તારા**—અરે, આવી મેના જેવી જુવાન બાળિકાને પૈસાની લાલચથીજ આવા બુઢ્ઢાને આપી હતી? ધીક્કાર હોજો એના પિતાને ! મહાન્ કવીએ પણ કહ્યું છે કે—

"બુઢ્ઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળો મડે
પિતા પુત્રી તણો પાપી, પસ્તાવામાં પછી પડે."

બિચારીને ચોરીમાંથી રંડાપો ! કન્યા વિક્રય કરી સાઇઠ વરસના બુઢ્ઢાને, પંદર વર્ષની જુવાન બાળિકા પરણાવે તેને સહસ્ત્રવાર ધીક્કાર હોજો??

એવામાં મધુરચંદ્રનો સ્વર સંભળાયો. તારા અધીરી થઇ, મેડીએથી નીચે ઉતરી, પુછવા લાગી "કાકા, કાન્તાનો વેવિશાળ કર્યોકની ?

**મધુર**—હા, બ્હેન, વેવિશાળ કરીનેજ આવ્યો છું.

આ સાંભળી આપણી કાન્તાને કેટલો હર્ષ થયો હશે તેની કલ્પના, હે વાંચનાર, તુજ કર?

## પ્રકરણ ૭ મું.

### ડોશીનો કાન્તા સુંદરી પ્રત્યે પ્રેમ.

કાન્તાના આગ્રહથી તારા અને બીજી સખીઓએ તે દીવસે તેના સાંજ જમી લીધું.

**તારા**—કાકી કાન્તાના વરને તો તમે જોયા નહિ હોય?

**સુંદર**—ના, બ્હેન, માતાજીને પુછો એમણે જોયા છે.

ડોશી આ વખતે નોકારવાળી જપતાં હતાં તેની કોઇને ખબર ન હતી. ડોશીએ જવાબ આપ્યા નહિ તેથી સુંદરે પાછું ફરી જોયું

તો તે સમાધીમાં લીન થયાં હોય એમ લાગ્યુ; અને હતું પણ ખરે તેમજ !

નોકારવાળી જપતાં જપતાં તે રમ્ય વિચારોમાં પડયાં હતા.

પ્રિય વાંચનાર, તે શાના વિચાર કરતાં હતાં તે વગર સમજાવ્યે તું કયારનોએ સમજી ગયો હોવાથી, તેનું તારી આગળ વર્ણન કરવું, કાંઇ અવશ્યક નહિ લાગવા છતાં ટુંકામાં લખું તેમાં કાંઇ દોષ મને માલુમ પડતો નથી. કાન્તા નીચે જમવા આવી તે વખતે ડોશીના હાથમાં માળા ફર્યા કરતી; પણ નેત્રો કાન્તાના સુકોમળ દેહ ઉપર તાકી તાકીને જોવાને કામે લાગ્યાં હતાં.

હાથ હાથનું કામ કરતા ગયા, અને આંખો આંખોનું કામ કરતી ગઇ. આવી સુકોમળ અને અવર્ણનીય શોભાવાળી કાન્તાનું અવલોકન કરી, તે ડોશી માળા જપતાં જપતાં ભુલી ગયાં અને અચીંત્યો મંદવાડ આવવાથી હાથ પગ શિથિલ–તાકાત રાહત થઇ જાય અને શરિરમાં કાંઇપણ કૌવત રહે નહિ, તેમ ડોશીના હાથ ઢીલા પડી ગયા, અને હાથમાંની માળા ભોંય ઉપર પડી ગઇ.

કાન્તીચંદ્ર હોંશીયાર અને ચાલાક છે, એવું ડોશીના મુખમાંથી નીકળી ગયું. માંદુ માણુસ તાવના હુમલાથી બકવા માંડે તેમ સાજાં ડોશી બકી ગયાં તે સાંભળી સ્ત્રી મંડળ ખડ ખડ હસવા લાગ્યું; પણ ધરમાં કોઇ પુરૂષ હોય ત્યારે સ્ત્રીઓએ હસવું એ નિતિમાર્ગ વિરૂદ્ધ લાગવાથી સુંદરે બધાંને શાંત રહેવા કહ્યું.

જેમ મહેતાજીને જોઇ છોકરાંઓ સંતાઇ જાય અને ગડબડ કરતાં શાંત થઇ જાય, બિલાડીને દેખી, ચું ચું કરતા ઉંદરો સંતાઇ જાય, અને રાત્રીને જોઇ સૂર્ય નાસી જાય, તેમ સુંદરની મનહર વાણીથી સ્ત્રી મંડળ શાંત થઇ ગયું.

પોતાની પિતામહીએ પોતાને જણાવવાનેજ કહ્યું એમ હોય

માની, કાન્તા ડોશીપર હેતનો ઉભરાકો લાવી. તારા કાન્તાનો મનોવિકાર સમજી ગઇ અને બહેનપણીનો હાથ ઝાલી તેને મેડીમાં લઇ ગઇ.

**કાન્તા**—તારા, ડોશી પણ જબરાં છે હો ?

**તારા**--બ્હેન, એતો તારા ઉપરનો પ્રેમ એમને આમ બોલાવે છે?

**કાન્તા**—ચાલો હવે બધી વાતો પડતી મુકી, આપણે પેલી ચોપમાંડીથી શ્લોકો વાંચીએ.

**તારા**—શ્લોકને બ્લોક હવે તારા વરની વાતો કરીયે ચાલ.

**કાન્તા**--વરને બર. આપણે તો તેને બોલાવાનાએ નહિ.

**તારા**--હા, બા, હા, બોલાવાનાએ નહિ. એતો એમ કહેનેકે અમને બોલાવાના નહિ.

**કાન્તા**—વ્હાલી સખિ, શું તને છોડું એમ છે ? તુંતો મારી સાથેજ રહેવાની?

**તારા**—જોઇશું હવે. કાન્તીચંદ્રનું મુખ જોઇનેજ તું તેની સાથે અને સાથેજ રહેવાની; અને મને ભુલવાની ?

**કાન્તા**—કાન્તી, કાન્તી, શું કરે છે? તારા, શું તારો પ્રેમ ભુલું એમ છે કે ?

**તારા**--જોયું ચંપા, "કાન્તી, કાન્તી" કહેતી જાય છે ને વળી આકર પીરસે છે તે ! !

**ચંપાં**--હોય, વર હોય એટલાં કાંઇ આપણે–ના, ના, તમે હો?

**કાન્તા**--અલી એમ કેમ બોલે છે? વરની તો મારે જરાએ દરકાર છેજ નહિ?

**તારા**--હા, બા, **શાણી બગલી જેવાં છો? સો, સો ઉંદરો મારી મીનીબાઇ પાટે બેઠાં !**

**કાન્તા**--બ્હેન, આવી આવી કહેવતોએ તને કયાંથી આવડે છે? એમ કહી તેના હાથ ઝાલી તેને તે મેડી નીચે લઇ ગઇ.

# પ્રકરણ ૮ મું.

## તારા.

પ્રિય વાંચકવૃન્દ, તારા કોણ હતું તેની ઓળખાણ તને જરા વધારે કરાવાની મારી ઇચ્છા થાય છે.

તારાની માતા તેને નાની વયમાં મુકી, મરણ પામી હતી. તેનો પિતા ઘણો સ્હોજીલો, તથા વિવેકી હોવાથી ગામમાં પંકાઇ ગયો હતો. રસીકપુર નામના નગરમાં તારાને યોગ્ય ઉમરે તેણે પરણાવી હતી.

તારાના પરણ્યા પછી, ૭ એક માસે તેના સસરા, તારાના પતીને પુખ્ત ઉમરમાં એટલે રળતો કમાતો થાય એવી ઉમરમાં, આ દુઃખ ભરી દુનિયાના ઝેરી અને તોફાની મોઝા તળે માત્ર તેના પ્રારબ્ધના આધારપર લટકતો મુકી સ્વર્ગ વાસી થયા હતા; જેથી કુટુંબ જાળની કમનસીબ આફતો દુર કરવાનેજ અરાઢ વરસની વયમાં મૅટ્રીકયુલેશન સુધી અભ્યાસ કરી વિદ્યાલયનો ત્યાગ કરવાની દીલગીરી ભરેલી ફરજ, તેના માથે પડી હતી.

ઇશ્વરની કૃપા કોઇની અટકાવી અટકતી નથી. જો કે તેને અનેક આળવણોના બોજા આવી પડવાથી નિશાળ છોડી દેવું પડયું હતું પરંતુ તેની અજબ જેવી સ્મર્ણ શકતી, જેમ જેમ તેને દુઃખ અને દરિદ્રતાના વાદળો ઘેરતાં જતાં હતાં, તેમ તેમ વધારે વધારે ખીલતી જતી હતી. તે ઘણો હીમતવાન હોવાથી દુઃખની વેળાએ જરાપણ ગભરાઇ નહિ જતાં, ધૈર્યતા અને ડહાપણથી, પોતાનું કામ કર્યે જતો હતો, તેમજ કિંચિત માત્ર પણ ફુરસદ મળતાં સારાં સારાં પુસ્તકો માગી લાવીને પણ વાંચતો અને જે કાંઇ વાંચતો તે એવી તો સરસ કાળજીથી વાંચતો કે તેની સ્મર્ણ શકતી માંહેથી તે કદી પણ દુર થવા તો પામતુંજ નહિ.

તેણે પછી નાનાં નાનાં નાટકો લખ્યા જેમાં પણ સારા અ-

ભિપ્રાયો મેળવી વિજયશાળી નિવડયો અને જેથી આખી રસીકપુરીમાં એક વિદ્વાનની ગણત્રીમાં ગણાવા લાગ્યો.

પોતાના સસરાના મરણ પછી, તારા કેટલેક દીવસે વિલાસપુર આવી હતી અને ત્યાંજ રહી હતી.

પોતાનો વખત કુંવારી પણ આસરે બાર વરસની સખી કાન્તા પાસે ગાળતી હતી.

## પ્રકરણ ૯ મું.

### કાન્તા સુંદરી અને ગુલાબ.

કાન્તા પોતાની મેડીમાં એકલી પડી. પોતાના પિતા લગ્ન કરવામાં શા માટે ઢીલ કરતા હશે તેનું કારણ કલ્પવા લાગી. તેનું યૌવન વિકસ્વર થયું હતું. તેણીનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સમાન હતું, અધરને વિષે અમૃત હતું, દંત પંક્તિ મણિ શ્રેણી સમાન લાગતી, કાંતી લક્ષ્મી સમાન જણાતી, ગમન હસ્તિ સમાન હતું, પરિમલ પારિજાત સદૃશ હતો વાણી કામ દુધા સમાન હતી, કટાક્ષ બાણ, કાલ કૂટ વિષ સમાન હતા-તેથી જાણે દેવતાઓએ તેને માટેજ ક્ષીર સમુદ્રનું મંથન કર્યું હોય તેવો આભાસ થતો હતો. તે જોકે પોતાના પતિ કાન્તીચંદ્ર કરતાં આશરે બે વર્ષે નાની હતી પરંતુ નિરોગી શરીર તથા માતા પીતા તથા પીતામહીની પ્રશંસનીય સંભાળથી કરીને તેણી અત્યારે તેર વરસની પણ ભરજુવાનીમાં આવેલી અને સંસાર સમુદ્રની મુસાફરી કરવાને યોગ્ય એવી સર્વ ગુણ સંપન્ન સુંદરી સરખી માલુમ પડતી હતી. તેની ઉત્તમ ચાલ અને નારંગી જેવી પગની એડી લોકો એકી નજરે જોયાજ કરતા હતા. સૂર્યના કીરણ સરખું તેજસ્વી ભાલ તથા સૂધાકર સરખી શાંત મુખાકૃતી અને તે પરનો કાળા સર્પની સરખો ગુંથેલો ગુચ્છાદાર ચોટલો, સુવર્ણના છોલેલાં એંશીંગ સાથે એક મેક થઇ જતા કર્ણના ફુલ સરખા કાન, મૃગની સરખા

વિશાળ અને ખુલ્લાં નેત્ર, મધુરી મેના સરખું નમણું અને અણિ- આળું નાક, પરવાળાના રંગ સરખા લાલ ઓષ્ઠ, અને મસ્કતી દાડમની એક સરખી કળીઓના જેવા રળીયામણા દાંત, કમળની ફરતી પાંખડીઓ (Petals) અને મધ્ય ભાગના અમુક વર્ણની માફક ગૌર તાપર લોહિની લાલ ચટકીના રંગથી છવાયેલી અને હસતા વદનથી ખાડા પડતા તથા શ્રંગારી જનોના મનને આકર્ષણ કરે તેવી રીતે ઉભરાઇ જતી સુંદરતાવાળા ગુલાબી ગાલ, કઠણ કુચ, અને રૂપેરી પહોચા તથા સુંવાળો રેશમના લાંછા સરખો ભવ્ય વાંસો, કેસરીસીંહના સરખી મન મોહક કમર, કદળી સરખી કુમળી જાંગ, તથા પાણીના સ્વચ્છપણા સાથે એકમેક થઇ જાય તેવા તેના સુકોમળ આંગળીઓ વિશે નખ ઇત્યાદી દરેક અવયવ ભિન્ન ભિન્ન પ્રકારની ઉત્તમોત્તમ ઉપમાને યોગ્ય એવા અધીક સુંદર હોવા સાથે તેનું ઉછળતું અને ભર યુવાન લોહી તે સર્વની શોભામાં જેમ દીવામાં તેલ પુરવાથી દીવો તેજસ્વી બને છે તેમજ શરીર કરોડો રૂપીયાના ઘરેણાંથી જેટલું શોભાયમાન ન લાગે તેટલુંજ તેના શરીરની કાંતિમાં ઉછળતું લોહી વૃદ્ધી પમાડતું હતું. આ યૌવનાંગી કે સ્વર્ગપરિની સરખી અલૌકીક રંભા કાન્તીચંદ્ર જેવા શ્રેષ્ઠ બુદ્ધિવાન અને પરમ કેળવાયેલા પતિને પામી તેથી વાંચનાર, પુરૂષ યા બાનુ તું રાજી થા. કુમુદ, ચંદ્રને જોઇને ખીલે તેમ કાન્તાસુંદરી કાન્તીચંદ્રની સાથેના સંબંધથી ખીલવા લાગી. સવિતાસુંદરી જેવી અભીમાન ને ત્યાગ કરનારી માતાની સંગતમાં બચપણમાં ઉછરેલા અને મોટપણમાં મામાના ભર વૈભવમાં ઉછરેલા કાન્તીચંદ્રની સાથે સંસાર સાગરમાં તણાવાને યોગ્ય થઇ. દીવો સળગાવવાને દાદર ઉપરથી તે નીચે દીવાસળીની

પેટી લેવાને ગઇ. પણ તેણે પોતાની વૃદ્ધ પીતામહીને પથારી ઉપરના એક રેશમી લુગડાંની અંદર રૂ ભરેલા તકીયા ઉપર પોતાનું માથું મુકીને સુતાં દીઠાં. વાંચનાર, તે ડોશીની સ્થીતી આ વખતે કેવી હતી તે જાણુવાને જોતું આતુર હોય તો તને તેનાથી વિદિત કરૂં. કાન્તાસુંદરીના વીચાર કરતાં કરતાં ડોશી માળાને એક કોરાણે મુકીને સુઇ ગયાં હતાં. ભર ઉંઘમાં પડેલા કુંભકરણુને કોઇ જગાડી શકેજ નહી તેમ ડોશીની ઉંઘમાં કોઇ ગમે તેવી ખલેલ પહોંચાડે પણ તે ડોશી જાગી શકેજ નહી એવું કાન્તાસુંદરી સારી રીતે સમજતી હોવાથી પોતાની માતા પાસે હમેશના રીવાજ પ્રમાણે ન ગઇ અને પેટીમાંથી બે ત્રણુ દીવાસળી લઇ પોતાની મેડીમાં દાખલ થઇ. રાતના નવ વાગ્યા અને ઘરમાં પથારી કરવાનો સમય થયો. સુંદરે પોતાની પથારી પોતાના ખાનગી હોલમાં પાથરી, ઉનાળામાં સખત તાપને લીધે કાન્તાસુંદરી ને ગુલાબ ભેગાં સુઇ રહેતાં નહી. આશરે બે ત્રણુ મહીનાથીજ ગુલાબ પોતાની નણુંદની જોડે સુવાને આવતી હતી કારણુ કે પોતાનો પતિ હોય ત્યારે તો સંસારના પ્રવાહ પ્રમાણે પોતાની પથારી પોતાના ખાનગી હોલમાં કરતી. આથી કરીને નણુંદ ભાભીની મશ્કરી કરતી અને કહેતી કે "ભાભી સાહેબ, તમે મારી સાથે સુઇ રહેશો તે નહી પાલવે; કારણુ કે સ્વાર્થી પુરૂષને હું જરા પણ ઇચ્છતી નથી. આંધળા ગરજાળુ પુરૂષો પોતાનો સ્વાર્થ સાધી બીજાનું હીત થાઓ કે અહીત થાઓ તેની લેશ માત્ર પણ દરકાર કરતા નથી; ભાભી તમે પણ એમ કરોછો. જ્યારે મારા ભાઇ અહીં હોય છે ત્યારે તો તમે મારી જરાએ ગરજ રાખતા નથી ને હાલ તો બ્હેન બ્હેન કહી તમારૂં મ્હોં સુક-

વતાં મુકવતાં મારી પાસે આવી મારી પણ પથારી કરી આપોછો. શું મારા ભાઇ અમદાવાદથી કાંઇ જડીબુટી લાવેછે કે તેનાથી અડાઇ જઇ તેમની પાસેજ જાઓછો? શું એટલાં બધાં તે વરઘેલાં થવાય?" ગુલાબ હસતાં હસતાં બોલી "બ્હેન, કયે દહાડે મેં તમને બ્હેન કહ્યા વગર બોલાવ્યાં છે? તમારા ભાઇ અહીં હોય તો પણ બ્હેન કહુંછું; અને તેમ કહેવાથી હું તમને કહી આપતી નથી પણ મારી ફરજજ છે. વરઘેલાનું નામ કહોછો પણ દુનીઆની અંદર જે પુરૂષનો સેંકડો માણસો વચ્ચે ઉઘાડે છોગે હાથ ઝાલ્યો તે પુરૂષને ન બોલાવીએ તો પછી કોને બોલાવીએ? એ તો પરમેશ્વરને પુજવું કે એમને પુજવું એ બધું બરાબર છે પણ ખરૂં પુછો તો બ્હેન, મારે પહેલાં પરમેશ્વરરૂપી મારા પતીની ઘણી સરભરા કરવાની છે.ને તેમ કરૂંછું તો તમે મને વરઘેલાં કહોછો. અરેરે, શો અન્યાય? બ્હેન તમને તો નથી કહેતી પણ ઘણી ઘણી સ્ત્રીઓના મોઢે મેં એ વાત સાંભળી છે. એ તો વરને વહુઘેલા અને વહુને વરઘેલા થવુંજ જોઇએ. ન થાય તો પછી એક બીજા પ્રત્યે ગાઢ પ્રેમ દર્શાવાયજ કેમ?

ચંદ્ર આવે છે તોજ તેની સાથે સુખ ભોગવવાને રાત્રી પણ આવેછે. ચંદ્રના દર્શન વીના પોયણી ફુલો ખીલતાંજ નથી;

આવી આવી વાર્તાવિનોદ ચાલેછે એટલામાં કાન્તાસુંદરી ચમકી.

"બેટા કાન્તા, કાન્તા" એવી બુમ કાન્તાએ સાંભળતાં, તે એકદમ નીસરણીથી નીચે ઉતરી, પોતાના વૃધ્ધ માતાના ચરણ કમળને ચાંપી પુછવા લાગી "વ્હાલાં માતાજી કહો શી આજ્ઞા છે?"

ડોશી—બેટા, જા, જા, આજે આટલાં બધાં માન ક્યાંથી? આજે મારાજ ઉપર આટલી બધી રીશ!

**કાન્તા**—માતાજી, શું બોલોછો ? શું તમારો પ્રેમ લેશ માત્ર પણ વિસરૂં તેમ છે ? મેં જે અપરાધ કર્યો હોય તેની ક્ષમા બક્ષો.

**ડોશી**—બેટા, તું રોજ મારી પાસે આવી મારાં હસ્ત ચરણ ચાંપતી હતી તે આજ કેમ ન આવી ?

**કાન્તા**—વહાલાં માતાજી, આ તમારી સેવક આવી હતી પણ તમને ઉંઘતાં જાણી પાછી ગઇ હતી.

**ડોશી**—નિયમિત વખતે આવી હતી ?

**કાન્તા**—ના, માતાજી.

ડોશી કાંઇ બોલ્યાંજ નહિ.

**કાન્તા**—માતાજી, માફી યાચુછું.

**ડોશી**—બેટા, ગુલાબ વહુ ઉંઘી ગઇ ?

ડોશીએ ગુલાબનું નામ દીધું, કે તરતજ તે નીચે આવી સાસુના ચરણ ચાંપવા લાગી.

**ડોશી**—વહુ, હવે યમરાજના દૂતો મારા આ પ્રાણને ઉચકી લેશે, હો !

**કાન્તા**—માતાજી, એમ શું બોલોછો ? મારે માટે તો થોડો વખત રહો.

**ગુલાબ**—જોયું બઇજી ? "મારે માટે" એ શું !

**ડોશી**—શું બેટા ?

**ગુલાબ**—કાન્તાબાને પરણાવવા રહો. એટલે થયું.

ડોશીની લાગણી ઉશ્કેરાઇ અને કાલ સવારેજ હું મધુરાને કહી લગ્ન મહુરત જોવા મોકલું એમ કહયું.

કાન્તા અને ગુલાબ ડોશીની આજ્ઞાથી સુઇ જવાને ગયાં.

કાન્તા આનંદમગ્ન થઇ અને તર્ક વિતર્કમાં પડી. અહો, હું કેવી ભાગ્યશાળી! વૃદ્ધ માતા મારા ઉપર કેવા પ્રેમના વૃષ્ટી કરેછે! મારા મુખથી વચન ખરતાંની સાથે તે ઉપાડી લેછે? આવા આવા તર્ક કરતાં કરતાં તેની આંખ મળી; વળી પાછી જાગી, બેઠી અને હવાઇ વિચારે ચડી. કાન્તીચંદ્ર પોતાની ઉપર કોપાયમાન થતો લાગ્યો; પોતે તેને હાવ ભાવ અને મીઠી મનહર વાણીથી બોલાવતી હતી; જેમ જેમ તે વધારે વધારે સમજાવવાને યત્ન કરતી ગઇ તેમ તેમ તે વધારે નારાજ થતો હોય એમ અનુભવ્યું.

એવામાં અચીંત્યું કાન્તીચંદ્ર ઉપર દુખનું વાદળ આવી પડયું હોય એમ તેણે જોયું; આંખ ચસ્કી; નિદ્રા નાશી, અને બેહુ-બાકળી ઉભી થઇ; પણ કાંઇ માલમ પડયું નહિ.

ગુલાબ આ વખતે ભરનિદ્રામાં પડી હતી.

પોતે સ્વપ્નવશ છે એમ લાગ્યું; પણ કાન્તીચંદ્રઉપર જે દુખ આવેલું તેને લાગ્યું હતું તે દુખથી તે નાજુક કોમળ કળી સરખી અબળાનું હૃદય પાણી પાણી થઇ જવા લાગ્યું. નિદ્રા દેવીને આવી સુકોમળ બાળકી ઉપર દયા આવી અને તેને પોતાની છાયામાં ખેંચી લાધી. ભરતખંડની પવિત્ર આર્યા! શું તારી અભિજાત વૃત્તિ! તારા ભવિષ્યમાં નિર્માણ થયેલા પતિ ઉપર પણ તું આટલો બધો પ્રેમાંકુરા પાણીની પેઠે રેડેછે! ખરે હજી તો તું તેની ખરી પત્ની નથી; પણ ધન્ય છે તને! ઘણીખરી બાળાઓ કજોડાને લીધે કે કાંતો તેઓના પતિ બિચારા ભોળા હોય છે તેને લીધે તેમની જરા પણ દરકાર નહી કરતાં અતી દુખદાયક એવા નરકમાં પરપુરૂષની સાથે જાર રમીને પોતાની કાયાને ઝંપલાવે

છે. ધીક્કાર છે એવી કુલટાઓને ? અરેરે, તેઓ પણ આ આર્યભુમીના સુખને જડમૂળથી ઉખેડી નાંખેછે. પર પુરૂષની સાથે જાર રમી પોતાના બિચારા ભોળા પતિને યમગ્રહનો રસ્તો બતાવવાને યત્ન કરે છે. આ રીતે દિન પ્રતિદિન હિંદુસ્થાનના ઘણાખરા આર્યો આ શ્રેષ્ટ આર્યભુમીનો ત્યાગ કરી યમપુરી સંચરેછે.

આ આર્યભુમીનું મૂળ ઉખેડનાર રાવણ સરખો રાક્ષસ, **બાળલગ્ન** પણ એક મોટું કારણ છે.

બાળપણામાં છોકરાંને પરણાવી તેઓના માબાપો લહાવો લેછે પણ તેમાં કાંઇ પણ સારૂં પરિણામ નિવડતું નથી; અને પૂર્વ તરફનું દુઃખ તે **બાળલગ્ન, બાળલગ્ન અને બાળલગ્ન** છે.

પશ્ચિમ તરફના અનાર્યો પુખ્ત ઉમરના થયા શીવાય પરણતાજ નથી એ તેઓનું એક મોટું સદ્ભાગ્ય છે. તેઓના શરીરનો બાંધો તેથી મજબુત અને હાથના મસલસ જાડા ગઠ્ઠા જેવા હોયછે.

પશ્ચિમ તરફના એક પંદર વર્ષની ઉમરના પુરૂષને પુર્વ તરફના એકવીશ વર્ષની ઉમરના પુરૂષ સાથે સરખાવતાં, પૂર્વ તરફનો તે યુવાન લજવાશે; તેનું કારણ **બાળલગ્ન** છે; માટે વ્હાલા વાંચકવૃન્દ, જો તું સ્વદેશાભિમાની હોય તો આ આર્યભુમીના લુંટાતા સુખને માટે અત્યંત દીલગીરીની સાથે એક બે આંસુ પાડ. ઇશ્વર તારૂં કલ્યાણ કરશેજ. એક વખત હિંદુસ્થાનનો ચડતો દિવસ હતો તે દિવસ કોઇ વખત પણ આવશેજ. એતો હમેશાં કોઇનો ચડતો દિવસ રહેતોજ નથી; તેમજ કોઇનો પડતો દિવસ પણ રહેતો નથી. કહેવત છે કે

**“ રાય બને રંક અને રંક બને રાય. ”**

માટે હે પવીત્ર દીલના દેશાભિમાની સુજ્ઞ વાંચનાર, તું ધીરજ

રાખ. તારા આત્માને અત્યારે ક્લેશ કરતો અટકાવ; હોય, એ તો ધૈર્ય ત્યાં સુધજ છે; પણ મારી વિનંતી એ છે કે તું તારા સ્વદેશી બાહેનોને માટે પરમાર્થ કરવાને તેની સાથે સંપસુપીને રહે.

કાન્તાસુંદરી જેવી બધી પવિત્ર આર્યાઓ હોય તો દેશ ઘણી ઉચ્ચ સ્થિતિમાં આવે ખરો.

વહાણું વાતાં ઘરમાં બધાં ઉઠયાં અને કાન્તા પણ વખતસર ઉઠી વાંચવા લાગી.

## પ્રકરણ ૧૦ મું.

### કાન્તાસુંદરીનો કાગળ.

ડોશી ઘરડેઘડપણુ મોડી ઉઠતી પણ આજતો કોણ જાણે કયા કારણથી તે વહેલી ઉઠી હતી? પણ હે વાંચનાર, તું તો કયારનોએ સમજી ગયો હઇશજ. ગઇ રાતની વાત તે ભુલી ગઇ નહતી તો તું કેવી રીતે ભુલી ગયો હઇશ? પોતાના પુત્ર મધુરચંદ્રને બ્રાહ્મણ પાસે કાન્તાના લગ્ન જોવડાવવાને મોકલ્યો.

કાન્તા આથી આનંદ મગ્ન બની.

લગ્ન મહુરત જોવડાવી મધુરચંદ્ર ઘેર આવ્યો અને કાગળ લખી કાન્તીપુરમાં કુમુદચંદ્રને લગ્ન દિવસથી વિદિત કર્યો.

કાન્તીચંદ્ર આ વખતે પોતાના મોસાળમાં હતો અને લગ્નની વાત સાંભળી રાજી થયો. તેણે ત્યાં ઘણુ સારૂ નામ કાઢયું હતું. નિશાળમાં ઘણા ઘણા નિશાળીઆ સાથે ઓળખાણુ પીછાણુ થઇ હતી. રતીપ્રસાદ નામના એક પોતાનીજ ઉમ્મરનાં સહાધ્યાયી સાથે તેને વજ્રલેપ મૈત્રી હતી. મહેતાજી તથા માસ્તરો તેને ઘણાજ ચ-

હાતા હતા, તેનો વિદ્યાભ્યાસ મહેતાજીના હ્રદયને તેની તરફ આકર્ષતો હતો. તેણે ઘણા પારિતોષિકો (ઇનામો) મેળવ્યાં હતાં. કાન્તીચંદ્રના લગ્ન થવાનાં છે સાંભળી મહેતાજી રાજી થયા. મહેતાજીને તથા પોતાના મિત્ર રતીપ્રસાદને લઇ કાન્તીચંદ્ર થોડા દીવસમાં કાન્તીપુર આવી પહોંચ્યો.

આ વખતે વિલાસપુરમાં કાન્તાસુંદરીને ઘણા ઘણા વિચાર આવતા હતા. હું મારો પ્રેમ મારા પ્રિય પ્રત્યે કેવી રીતે દર્શાવી શકું! શું હું તેમના ઉપર કાગળ લખું? કદાપિ, કાગળ બીજાના હાથમાં જાય તો મારે શરમાવું તો પડેજ કની? શું આ સતયુગ છે! માનો તો સતયુગ ન માનો તો કળિયુગ; પણ કાન્તીચંદ્રનો કાગળ બીજા વાંચે ખરા? પારકો કાગળ કેમ વંચાય તેનો તો થોડાજ વિચાર કરે. ના, ના, એમ માનવું ખોટું છે. મારા સાસુ સસરા સારા માણસ છે એવું મેં સાંભળ્યું છે. તે કાન્તીચંદ્રનો કાગળ નહીજ વાંચે. આમ વિચારી પોતાના પ્રિય ઉપર કાગળ લખવા બેઠી. ઘેલી બાળા વરને તે શું લખે! પણ એક બે શબ્દ લખેલા તે વહુનાજ કની?

એવો તે કોણ ભાગ્યશાળી હોય કે કુંવારા છતાં પણ પોતાની વિવાહીત પ્રિયા પાસેથી ઉત્તમ વિચારોથી ભરપુર કાગળ મેળવી શકે? પ્રેમ, તારી શી ખુબી છે? મોટા મોટા પુરૂષોને અને સાધુઓને તેં શું તારી ચપટીમાં લીધા નથી? આ દુનીયામાં 'પ્રેમ' એ શબ્દ માણસના અંતઃકરણને બહાવરૂં બનાવી મુકેછે. પ્રેમના ઘણા અર્થ થાય છે.

યાશક માશુકનો પ્રેમ, મા અને દીકરીનો પ્રેમ, પિતાનો પુત્ર

તરફ પ્રેમ, ગુરૂનો ચેલા પ્રત્યે પ્રેમ, અને કૃષ્ણનો ગોપી પ્રત્યે પ્રેમ વજ્રલેપ હોય છે; અર્થાત્ કોઇ કોઇના ઉપર ગુસ્સે થતુંજ નથી અને થાય છે તો પાછા થોડા વખતમાં મનને શાંત કરી દેછે. પ્રેમાવેશીને પોતાની ધરેલી ધારણા પાર પડયા વગર ચેન પડેજ નહિ માટે પ્રેમ સાચો. કહ્યું છે કે—

### માલીની છંદ.

"સરસ પ્રિત ઘણેરી, ગોપીઓની પહેલી
સરસ પ્રિત ઘણેરી, કાષ્ટ હારીલ ભેળી
સરસ પ્રિત ઘણેરી, મા અને દીકરીને
સરસ પ્રિત ઘણેરી, સ્વાંતિ જળ ચાતકોની."

વળી કહ્યું છે કે,—

### . શિખરિણિ છંદ.

પ્રિતીની રીતીમાં અધિક અધિક વળી ભેદો વસી રહ્યા
પ્રિતીની રીતીમાં જળથી મીન દાદુ ર્દરી રહ્યાં
પરંતુ દાદુરો જલવિણ જરીકે રહી શકે
નહી પાણી વિના જરીક પણ મીનો રહી શકે
જુઓ એ પ્રિતીની ખચીત રીત વ્યાપી જગ બધે
દીએ વારી વર્ષાદ પણ જરી ચાતુક નવ લહે
ભુખ્યાં જાએ પ્રાણો પણ ન ખડ કેશરી ઉર ચહે
વિતે વરસો લાખો પણ, ન વૃજનારી અન્ય ચહે.

### દોહરા.

ભૂખ્યા આગળ લાવીએ સાકર લાવી શેર
કે તેથી વધુ આપતાં, પડે મુખમાં ફેર

સુખ દુખ ભાગે ભલુ, મળતાં અન્ય અહાર
પય સક્કર પાસે ધરે, નાસે દુખ લગાર
પણ પ્રિતીની રીતમાં. જોગ ન આવે કામ
જોગ બાત સુણતાં દીલે લાગી આગ તમામ.

( પ્રેમચંદ્રિકા. )

કાગળ લખી રહી અને પોતાની સખી તારા આવી એટલે તેણે તે તેના હાથમાં મુકયો. મુકતાં શરમાઇ; તારા તે કાગળ વાંચી રાજી થઇ. પોતાની સખીનો પતી પ્રેમ જોઇ તેને હજારો ધન્યવાદ આપવા લાગી. હજારો વિચારોએ તેના મનને ઘેરી લીધું અને કાગળ હાથમાં રાખી માત્ર સયંત્ર પુતળાની પેઠે કાન્તાના મુખ સામી આવી ઉભી રહી અને નીચેની કડીઓ મોતીની સેરોની પેઠે કે પાણીના તરંગોની પેઠે એક પછી એક તેના સુંદર મુખાર્વીંદ અને લાલચોળ બિમ્બોષ્ઠમાંથી નીકળવા લાગી.

કાગળ કુંવારાંબાએ પાઠવ્યોરે લોલ
ઉમંગ ઉર નવ માયજો. કાગળ.
પેખ્યો પતી નથી આંખથીરે લોલ
કેવો હશે રૂપ રંગજો. કાગળ.
અક્ષર ભામાના શા શોભતારે લોલ
જાણે મોતીડાં કેરી હારજો. કાગળ.
સાહી એ તાજી શી દીપતીરે લોલ
લેખણની નહી જોડજો. કાગળ.
શુદ્ધ સ્નેહ રાખેછે એના નાથથીરે લોલ
તેથી માનું હું તેહનો પાડજો. કાગળ.

કાગળ છે નાનો પણ સ્નેહનોરે લોલ
કીમત એની નવ થાય જો. કાગળ.
કાન્તી વાંચીને મનમાં * હસેરેલોલ
એની કરશે કીમત નવ ક્રોડજો. કાગળ.
તારા નમેછે ઘણા ભાવથીરે લોલ
આવી બાળાને કરજો અશોકજો. કાગળ.

કાગળ એકવાર વાંચ્યો, બે વાર વાંચ્યો; વાંચતાં ધરાઇજ નહિ; અને પછી તે કાગળ ટપાલમાં બીડયો તેની સાથે કાન્તાએ પોતાના હૃદયને પણ બીડયું.

ટપાલ માર્ગે પ્રવાસ કરતો કરતો તે કાગળ કાન્તીચંદ્રના હાથમાં આવ્યો; વાંચી રહ્યા પછી તેની મુખાકૃતિ બદલાઇ ગઇ. મુખ ઉપર લોહીના તસર ચડી આવી. આંખો તેજદાર દેખાવા લાગી. મનમાં અનેક તર્કવિર્તક થવા લાગ્યા. શું, પ્રિય કાન્તા તારાજ આ અક્ષર? તારાજ આ વિચારો! તારોજ મારી પ્રત્યે આવો પ્રેમ! આ શું! આ વાત કોને કહું? ધન્ય છે હે હિંદુબાળા! હે અબળા! હવે તો કયારે આ થોડા દીવસ જતા રહે અને હું તારો હાથ ગ્રહણ કરૂં. તારી કાંતિ કેવી હશે? શું તારી કાંતિને લીધેજ તારૂં નામ કાન્તા પાડયું હશે? અરે, પણ પ્રિયાનું નામ દેવાય કેમ? કાંઇ નહિ; એમાં કાંઇ નહિ; આમ કહી લમણે હાથ દઇ તે ઉંડા વિચારોમાં ઉતરી પડયો; પણ એવામાં નીચેથી કોઇએ કાન્તીચંદ્રને ઘાંટો કાઢયો તેથી કાગળ ખીસામાં મુકી તે નીચે ગયો. લગ્નમાં જોઇતો સઘળો સામાન એકઠો કરી તેને ગાંસડીઓમાં તથા પેટીઓમાં પેક કરવાને પોતાના પિતાને રોકાએલા દીઠા; પોતે પણ પોતાના પિતાને

* હસસ.

મદદ કરવા મંડી ગયો. એક બાજુએ સ્ત્રી મંડળ ભેગુ થઇ કાન્તીચંદ્રના ગીત ગાતું હતું તેમાં પણ કાન્તીચંદ્રનું લક્ષ અનિવાર્ય દોરાતું હતું, પણ કાન્તા તરફથી આવેલા પત્ર તરફ તેનું મન, શરીર અને લક્ષ ખેંચાયા કરતાં હતાં.

પોતાના મહેતાજી તથા મિત્ર કાંઇ જોઇતી ચીજો લેવાને બજારમાં ગયા હતા તે આવી પહોંચ્યા.

કાન્તીચંદ્ર મિત્રનો હાથ ઝાલી તેને પોતાના વાંચનગ્રહમાં તેડી ગયો અને પત્ર વિશે વાત કરી. તે પણ તેના જેટલોજ ખુશી થઇ તે પત્ર વાંચવા લાગ્યો અને તેમાંથી નીચેની બે લીટીઓ વારંવાર ગાતો ગાતો ઘર તરફના પંથે પડયો.

**"હૃદય રસમાં રમે, પીંડ પડયો સખી કને**
**શશી તેજ વિણુણરે, કુમુદ કરમાય છે"**

લગ્નનો દીવસ આવ્યો. તે દીવસે કાન્તા પોતાની સખીઓને લઇ, અગાસીમાં આવી, અને જાનને આવવાની વાટ જોતી બેઠી; એટલામાં વ્હેલોમાં બેઠેલા જાનૈયા તથા જાનડીઓના અવાજ, બળદોના પગથી ઉડતી ધુળની સાથે અથડાતા પવનનો અવાજ, બળદોની ગરદને બાંધેલા ઘંટાઓના અવાજ, અને એવા એવા બીજા અનેક અવાજો જેવા કે બાઇડીઓના ગાંણુાના અવાજ કાન્તની કર્ણેન્દ્રીયની સાથે અથડાવા લાગ્યા.

જાન ઘર પાસે આવી પહોચી અને મધુરચંદે યોગ્ય રીતે તેને માન આપી ઉતારો બતાવ્યો; પણ જાનડીઓ સામેના પક્ષને આનંદરૂપી ગાળોના ગોળી ગગડાવતી હતી.

કાન્તાના સુકોમળ પાણિને ગ્રહણ કરી કાન્તી રાતનો ઉજા-

ગરો ભેગરી, આપેલા ઉનાગ તરફ આવ્યો. બીજે દીવસે તો તેણે નિદ્રાદેવીને પોતાના ઉપર સત્તા ચલાવવાને રજા આપી, અને આખો દીવસ આનંદી નીંદ્રા ભોગવી, બપોરના બાર ઉપર ચારના ટકોરે મ્હોંબ્હોં ધોઇ મિત્રની ખબર કરવા લાગ્યો. અહો, "મિત્ર" એ શબ્દ હૃદયને કેવો ઉલ્લાસ આપે છે! ભાઇ કરતાં મિત્ર વધી જાય છે, ઘણા નામનાજ મિત્રો પોતાના મિત્રોનુંજ ઘર ખોદવાને તથા તેમનું અહિત કરવાને ઇચ્છેછે. પણ, ખરે પ્રિય વાંચનાર, તું આપણા કાન્તીને એવો ધારતો નહિ. **"માથુ આપે તે મિત્ર"** એવું તે સમજતો હતો. કાન્તીના હૃદયનો પ્રત્યાઘાત રતિપ્રસાદમાં પણ હતો. આવા મિત્રો આ દુનિઆમાં વિરલાજ હોય છે. પ્રિય વાંચનાર, જો તારે એવો મિત્ર જોઇતો હોય તો એકજ ઉપાય છે; અને તે એ છે કે જો તું કાન્તી જેવો થઇશ તો તારો મિત્ર પણ, ગમે તેટલો કપટી અને તારા હિતનો નિસ્પૃહી હશે તો પણ તારા જેવોજ થશે; કારણ કે **"આપ ભલા તો જગ ભલા"** એ કહેવતને અનુસરવાને તું કિંચિત માત્ર પણ પાછો હઠ ના. આપણો કાન્તી આ કહેવતને હમેશાં જીભને ટેરવે રાખતો હતો અને જો કોઇ તેનું બુરૂ યા અહિત કરે તો પણ તેની ઉપર ગુસ્સે થયા વીના, તેની સાથે લડયા વીના અને તેનું લેશ માત્ર પણ અહિત કર્યા વિના તેને સારા સારા શીખામણના શબ્દો કહેતો, અને પોતાની દીવ્ય વાણીની છાપ તેના ઉપર પાડવાને તે અશક્ત નીવડતોજ નહિ. ગમે તેવા પાપી પુરૂષના કઠોર અંતઃકરણને કોમળ બનાવી દેતો અને આથી ઘણા ઘણા બુદ્ધિ રહિત પુરૂષો કે જેઓ ઘણા દુષ્ટ અને લોકૂર તરીકે ઓળખાતા હતા, તે પુરૂષો તેની શીખામણથી સુધરી

ગયા હતા. રાત્રે પોતાના ઘરની પાસે "મિત્ર મંડળ" એવી એક બેઠક કરી ત્યાં પોતાના મિત્રોને એકઠા કરી તેમને ભાષણો આપતો. તેની ગેરહાજરીમાં તેનો સાચો સ્નેહી, બંધુ જેવો મિત્ર રતિપ્રસાદ તેનું કામ બજાવતો.

રતિપ્રસાદ, કાન્તીચંદ્રને ઉંઘતો જોઇ પાસેની જેવી તેવી પાથરેલી પથારીમાં સુતો હતો.

કાન્તીચંદ્રની નજર તેના ઉપર પડી અને તેના ઉપર દયાનો અંકુર ફુટી નીકળ્યો. તેના મૃગનયનમાંથી આંસુની ધારા ટપકવા લાગી. હાય ! હાય ! કરી તે રતિપ્રસાદની પાસે બેસી રહ્યો અને પોતાનું માથું પોતાની હથેલી ઉપર ટેકવી જરાવાર હવાઇ વિચારે ચહડ્યો.

શું, હે મિત્ર તને તારી નિંદ્રામાંથી જગાડું ? ના, ના, એવો તો ક્રૂર નહિજ થાઉં. પ્રિય, તને પણ કાલનો ઉજાગરો છે માટે સુખેથી સુઇ જા અને હું પણ અહીંથી ઉઠી, પાસેની પથારીમાં આળોટી મારો કાળ નિર્ગમન કરૂં.

## પ્રકરણ ૧૧ મું.

### ચંદ્રિકા અને કાન્તીચંદ્ર

પ્રિય વાંચનાર, કાન્તીચંદ્રને શાથી દુઃખ લાગ્યું અને કયા કારણથી તેણે પોતાનાં નેત્ર કમળમાંથી અશ્રુધારાને નીકળવાનો રસ્તો આપ્યો તે જાણવાને જોતું આતુર હોય તો તારી કર્ણેન્દ્રીયને જરા વધારે ચાલાક બનાવ.

રતિપ્રસાદ કાન્તિપુરનો રહેવાસી હતો. તેનાં માતા પિતા તેને પરણાવીને રામ સરણ થયાં હતાં. તેને માટે તેના પિતાએ ધનનો સા-

શો સંચાર કર્યો હતો. ચંદ્રિકા નામની કન્યા સાથે રતિપ્રસાદનો વિવાહ કર્યો હતો; પરંતું રતિપ્રસાદમાં એક ખોડ હતી. તે સંસાર સુખ ભોગવવાને તદન અશક્ત હતો એટલે તે પુરૂષમાં ન હતો. આથી તે પરણીને અબળા બાળકી ચંદ્રિકાને દુઃખી કરવાને નારાજ હતો. પોતાના વ્યંઢળપણાની વાત પોતાના મિત્ર કાન્તીચંદ્ર શીવાય બીજું કોઇ જાણતું ન હતું. કાન્તીચંદ્રને તે પોતાને ત્યાં બોલાવતો અને તેના પિતાના અનુભવમાં તેને આવવા દેતો. પરણું કે નહિ તે વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. કાન્તીચંદ્રને તેણે પરણવા સંબંધી વાત કરી પણ તેમાં તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહિ; પણ પિતાની આજ્ઞાને ઉલંઘન નહિ કરનાર રતિપ્રસાદે પરણવાને હા પાડી અને તેનાં લગ્ન ચંદ્રિકા જોડે થયાં.

પુત્રને પરણાવ્યા પછી થોડે મહીને તેના માતા પિતા પંચત્વ પામ્યાં અને રતિપ્રસાદને કોઇ પિતા તરફનું સગું રહ્યું નહિ; તેણે પોતાનો અભ્યાસ તેના મોસાળમાં કાન્તીચંદ્ર સાથે જારૂ રાખ્યો હતો.

ચંદ્રિકા પરણ્યા પછી સાસરે આવી અને જ્યારે તેને પોતાના પ્રિયની દુઃખી અવસ્થાની ખબર પડી ત્યારે તેને કેટલું દુઃખ થયું હશે તે તો પ્રિય વાંચનાર, તુંજ કલ્પના કર.

અરેરે, મારો જન્મારો કેવી રીતે જશે ? હું શું કરીશ ? મારૂં શું થશે ? એવું એવું પોતાના મનમાં તે બોલતી હતી. શું હું જન્મારોએ વાંઝણી રહેવાની ? અરેરે, મારા શુકન પણ કોઇ નહિ જુએ !

મેં કેટલું પાપ કર્મ કર્યું હશે ? અરે, તેમાં પ્રિયનો શો વાંક? મારા કરતાં તો તેમને વધારે દુઃખ છે. શું મારા કરતાં તે ઓછા

દુઃખી છે ? અરેરે, ચંદ્રવિના કુમુદ કરમાઇ જશે, મારૂં યૌવન પાપ કર્મ કરવા મને લલચાવશે. ના, પણ, હું તેમ નહિ થવા દઉં! મારા પ્રિયને ઘણી ઘણી જાતના આશ્વાસન આપવા તેટલુંજ કરવું મને ઘટે છે. હે કામદેવ, તું મને જરા પણ ભસ્મસ્માત્ કરીશ નહિ. એકવાર શીવે તને ભસ્મસ્માત્ કરેલા છે અને બીજી વાર હું તને ભસ્મસ્માત્ કરીશ, ગમે તેમ હોય પણ મારૂં શિયળ હું જીવનની પેઠે સાચવીશ પણ અરેરે, પ્રિય, તમે મારા જન્મારા ખરાબ કર્યો. તેમાં તમારોજ વાંકસ્તો. ના, ના, તમે તેવા નથી. તમારા પિતાની આજ્ઞાને તમે અનુસર્યા હશોજ. પિતા, તમે આ શું કર્યું ? તમારે તમારા જામાતાને તો તપાસવો હતો ! પણ, તમે પણ શું કરો ! થોડીઆના વેવિશાળ તેમાં તમારો શો દોષ ? બસ, હવે તો મારૂં શિયળ પાળીશ, આવ. વિશુદ્ધિ, મારામાં પ્રવેશ કર. મારા જેવી બીજી કોમળ અબળાઓને આવુ દુઃખ હશે ? આંહા, ઘણીઓને આનું કારણ માત્ર **બાળલગ્નજ** છે; માટે હે વાંચનાર, તારા છોકરાંનો વેવિશાળ કરે તે પહેલાં ઘણા ઘણા વિચાર કરીને કરજે, પૈસા કે મ્હોટાઇ જોતોના; વરકન્યાનું જોડું સારૂં જોઇ પરણાવજે; નાહ તો પછી મારા જેવું થશે.

આવા આવા વિચારો કરે છે એવામાં તેની અવસ્થા પલટાવનારો એક પુરૂષ ઘરમાં દાખલ થયો, રતીપ્રસાદ છેકે એમ બુમ મારતો તે અંદર આવ્યો પણ કોઇ બોલ્યુ નહિ. પ્રસાદ છે કે એમ કહી તે મેડી ઉપર આવ્યો. તેને જોઇ ચંદ્રિકા આનંદ પામી.

અને વિનય પૂર્વક કહ્યું "આવો, કાન્તીચંદ્ર, આવો" તમારા ભાઇતો હમણાંજ બહાર ગયા છે માટે બેસો.

આમ કહી તે ઓરડીમાંથી એક ચટાઇ લઇ આવી અને આપણા કાન્તીચંદ્રને બેસાડયો.

ચંદ્રિકા–ચંદ્રભાઇ, તમારા ભાઇની શું જન્મારાની આવી સ્થિતિ છે?

કાન્તીચંદ્ર–ભાભી, શું કરીએ? હાય! દુનિયામાં દુઃખની પરંપરા છે. કોઇને કાંઇ તો કોઇને કાંઇ દુઃખ છેજ.

ચં૦ ભાઇ, પણ તમને ખબર તો છેજ કે મારૂં યૌવન વિકસ્વર થયું છે, અને આ કામ મારા ઉપર કોપાયમાન થઇ અતિશય મને દહન કરે છે.

કા૦ ભાભી–શું બોલોછો ? શરમતો લાવો!

ચં૦ ના, ભાઇ, ના, દુઃખી માણસનું હૃદય સુખી કરવાનેજ તમારા જેવા રત્નો આ દુનિયામાં પેદા થયા છે; માટે માનો અને કામથી દગ્ધ એવા મારા આ હૃદયને તૃપ્ત કરો !

કા૦ ભાભી શું બોલો છો ? તમારાં જેવાં શ્રેષ્ટ બુદ્ધિના શિખરે પહોંચેલાંને આવા શબ્દો શત્રુરૂપ ગણવા જોઇએ.

ચં૦ અરે, ચંદ્ર ! કુમુદને ખીલવવું એ તમારૂંજ કર્તવ્ય ગણાય છે; માટે કાંઇ પણ વિચાર કર્યા વિના મારા આ કામ દગ્ધ અંગને આપના અવર્ણનીય શોભાવાળા અને મૌંસલ હસ્ત કમળથી સ્પર્શ કરો.

કા૦ અરે, ચંદ્રિકા ! શું બોલો છો ? બચ્ચપણના વેવીશાળને ભોગે કરીને અને પૂર્વ ભવના રેણારબંધ યાને સંસ્કારે કરીને તમારે માથે નામનાજ પતિની પીડાનું દુઃખ ભરેલું. વાદળ આવી પડેલું છે; પરંતુ દુઃખના દીવસો માણસે ઇશ્વર પ્રાર્થના અને સત્કાર્યોમાં ગુ-

જારવા; પરંતુ તેવું દુઃખ દુર કરવાને માટે કોઇપણ જાતનું નીચ આચરણ કરી પેદા કરનારના ગુન્હેગાર થવું નહિ.

કહ્યું છે કે:—

**" पादपा इव शुष्यंति स्मराग्नि ज्वालिता अपि शीलमानं न मुंचंति सदाचाराः कुलांगना**

( સ્મરાગ્નિએ દહન કર્યા છતાં વૃક્ષની જેમ સુકાય છે પરંતુ સદાચારવાળી કુલાંગનાઓ શીલનો ત્યાગ કરતી નથી. )

**ચં૦** અરે વ્હાલા સજ્જન, તમારા જેવી શીખામણ મને મારૂં અંતઃકરણ હમેશાં આપેછે. પરંતુ હવે મારાથી પતિ પીડા સહેવાતી નથી. મને વખતો વખત જારકર્મ કરવાના વિકારો આવ્યા કરે છે; પરંતુ અત્યાર સુધી તો તેને દબાવી દેવામાં ફત્તેહ પામી શકી છું. હવે તો ચોકસ નિર્ણયપર આવી છું કે આખી જીંદગીમાં અનેક નહિ પરંતુ આપના જેવા એકાદ અવર પુરૂષને ધારણ કરવામાં કાંઇ પાપ નથી. મા બાપ ગમે તેમ લાકડે માંકડુ વળગાડી આપે પણ તેનાથી આખી જીંદગીમાં પણ સુખ ન મળે અથવા તો સંસારનો લ્હાવો ન પડે તેવું હોય ત્યારે પછી આવી રીતે અંતઃકરણનો એક પતિ ધારણ કરવામાં કોઇપણ જાતનો દોષ હોય તેવું હું માનતી નથી.

**કા૦** દુઃખથી વ્યાકુળ થયેલી ભલીઆર્યા, તાહારા અંતઃકરણમાં જન્મ પામેલા વિકારનો તાહારી શુદ્ધ બુદ્ધિથી જલદી ત્યાગ કર. તાહારા સરખી મધુર ભાષણી અને આર્ય વનિતાઓમાં ઉત્તમ એવી વિદ્વતાના ઘરેણાથી શોભી રહેલી ગુણિયલ સન્નારી, તાહારા મુખમાં આ વચનો શોભે નહિ. માટે ઓ ભલી આર્યા, ફરી વખત આવા

અપશબ્દો ઉચ્ચારી તાહારા પવિત્ર મુખાર્વીંદને ભ્રષ્ટ કરીશ નહિ. તેમજ માહારા આવા ઉત્તમ વચનોનો ગેરઉપયોગ કરી નિરાશાની દુઃખજનક સ્થિતિને વખતે પણ અને આવા અભય સાથે એકાંત સ્થાનમાં તું એક મલીન અને નિચ વૃત્તિવાળા તાહારા શિયલપર તલપ મારે તેવા ઘાતકી પુરૂષની સાથે નથી, તેને માટે આનંદ પામજે.

જે નારિયો પોતાના રૂડા ભુંડા ગમે તેવા પતિથી પણ વિમુખ થઇ, બીજા પરાયા પુરૂષોની સાથે પ્રેમપાશમાં પડી અનિતિને ઉત્તેજીત કરેછે તેવી સ્ત્રીઓને સહસ્ત્ર વખત ધિક્કાર છે. તે કુલટા નારિયો આ ભારતભૂમીનું ભૂષણ ગુમાવનારી અને ભારરૂપ છે. તેવી નફટ નારિયો કદાચ પોતાના વિજારી ભરેલા કરમોથી પોતાના પતિને અને કદાચ આખા જગતને પણ ઠગી જાહેરમાં એક પતિવૃતાપણાનો દમામ સાચવી રાખવામાં ફતેહ પામે તોપણ તે અંતે સૂર્ય ચંદ્રના અને સ્વર્ગ મૃત્યુ પાતાલાદિના અસ્તિત્વપણા પર્યંત અહો રાત્રી નર્કને આધીન થાય છે. તેમજ તેવા નીચ અને પોતાની પણિયત પત્નીને વિશ્વાસઘાત કરનાર મૂર્ખ અને નિર્લજ પુરૂષોની પણ એજ દશા થાય છે. જો કે તું દેવેંદ્રને પણ લોભાવે તેવી સુંદર છે અને તારૂં અધરામૃત પાન કરવાને ત્યાગી પુરૂષોનું મન લલચાય તો ખોટું નથી; પણ વિદ્યાદેવીના કૃપા કટાક્ષના રૂડા પ્રભાવે અદ્યાપિ પર્યંત માહારૂં વફાદાર અંતઃકરણ ફિટકારી વાટે ચડયું નથી તેને માટે મને પોતાને હું સદ્‌ભાગ્યશાળી સમજું છું. માટે હે આર્ય વનિતા ? ! યુવાન પુરૂષોના યોવનને જોઇ તું તેનાપર ઇર્ષા કરીશ નહિ; પરંતુ જગતના પતિ પરમેશ્વર પાસે પ્રાર્થના કરજે કે જેવી તાહારા પતિની સ્થિતિ સુધરી તને ઉત્તમ સુખ આપે. માહારી સરખા મીઠા બોલા

સત્સંગીની સાથે કુસંગી પણ જગતમાં ઉભરાઇ જાય છે માટે હજી પણ તેવા તને અનેક પુરૂષો મળશે તેના મૃદુતા ભરેલા વચનોથી તું લોભાઇશ નહિ; પરંતુ પેદા કરનારની પાસેજ માગી લેજે કે તેજ પિતા તાહારા પતિદ્વારા તને તેવું દરેક પ્રકારનું સુખ આપશે.

આર્ય વનિતા! હવે તો મને ભરોંસો છે કે તું હવે સમુદ્રમાં તણાતાં, તણાતાં, શુદ્ધ બુદ્ધિના કિનારાપર આવી જઇશ.

સુશીલ આર્યા, જેમ સોનાની થાળીમાં લોઢાની મેખ સારી ન લાગે, કંચનના કંકણપર કિડીઆંનાં મોતી ન શોભે અને હંસના ટોળામાં કાગડો સારો નજ લાગે તેજ માફક તાહારા સરખી ગુણિયલ અને ડાહી વનિતાના મુખાર્વીંદમાં આવા વિકારના શબ્દો ન શોભે.

તાહારો પતિ તને જીંદગીમાં પણ સુખ આપી નહિ શકે એવી તાહારી કલ્પનાનો તું ત્યાગ કરજે.

કહેવત છે કે "ઇશ્વર કરે સહાય તો બાળક કરે ન્યાય." માટે તું એક પરમેશ્વર તરફ દ્રઢ વિશ્વાસ રાખી તેની સાચી ભક્તિ કરીશ તો અવશ્ય એ કૃપાળુ પિતા તને સહાય થયા વિના રહેશે નહિ; અને એ ઇનસાફી પિતાએ પૂર્વભવના કુડા કર્તવ્યથી જે કાંઇ શિક્ષા કરી છે તેનાથી અસંતુષ્ટ થઇ તેની આજ્ઞા ઉલંઘન કરવાનો વિચાર કરશે અથવા તો એનો અનાદાર કરશે તો જેમ બંધીખાને પડેલા કેદીને ગેરવર્તણુંકથી વધારે સજા થાય છે તેવી રીતે પુનર્ભવ પણ તાહારા વધારે બુરા હાલ થશે; માટે એક ઇશ્વરમાં અને બીજું ગમે તેવા પણ મળેલા પતિની સેવામાં દ્રઢ ચીત્ત લગાવી શિયળ પાળવામાં પતિજ્ઞા કરી તું જેમ બને તેમ વધારે વધારે દ્રઢ બનજે કે જેથી જગતની સતી અને શાણી સ્ત્રીઓમાં તાહારી તુલના થશે

એટલુંજ નહિ પણ એ સર્વમાં તું શિરોમણી ગણાઇશ; મતલબ કે યોગ્ય પતિને પામેલી ભાગ્યશાળી સ્ત્રીઓ પતિવૃત પાળી સતીત્વપણું સિદ્ધ કરી શકે તેના કરતાં પણ નામનાજ પતિવાળી સ્ત્રી તેવો દાખલો કરી શકે તેમાંજ ખરી ખુબી અને કિમત સમાયલી છે. માહારા આ શીખામણના વચનો જો તું માન્ય કરશે તો હું કરોડો રૂપૈયાની પેદાશથી જેટલો આનંદ ન માનું તેથી પણ વધારે આનંદ માનીશ.

ચં૦ મનુષ્યની શ્રેષ્ટતાના શિખરની ટોચપર ચડેલા ઉત્તમોત્તમ પુરૂષ રત્ન !! તાહારા સદાચાર અને સદ્નીતિ ભરેલા ઉમદા વચનોને હું કદી પણ વીસરનાર નથી. હું ઉત્તમ રસ્તાની સપાટીપરથી મનોવિકારની ઠેસ વાગતાં પહેલે પગથીએથી લથડી પડી અને હુ જોઉં છું કે તાહારી સરખો મને બચાવી લેનાર શુદ્ધ બુદ્ધિનો મદદગાર નહી મળ્યો હોત તો હું છેક કીચડવાળી નીચ ભૂમીમાં જઇને ખરડાઇ પડત. માટે અહો, ભરયુવાન અને ભાગ્યશાળી પુરૂષરત્ન !! જો કે તું હજી લગ્ન રહિત છે તોપણ કામદેવને પણ જીતે છે તે ધન્ય છે! હે વ્હાલા, જગતની વાટપર મને મદદ કરવાને હમેશાં તૈયાર તો રહેશે ની ?

કા૦ પ્રેમના પવિત્ર સ્થાન તરફ પ્રયાણ કરવાને હું નિરંતર તૈયારજ છું. સુશિલ બાલીકા, તાહારા અંતઃકરણપર માહારા ઉપદેશની છાપ પડેલી જોઇ હું અતિશય આલ્હાદ પામું છું. અહો સન્નારી !! આર્યભૂમી ઉપર પ્રગટ થયેલી ખરેખરી આર્યા, હું તાહારો અંતઃકરણ પુર્વક ઘણો ઘણો ઉપકાર માનું છું; કારણ કે ત્હેં માહારા યોગ્ય વચનોની ખરેખરી કિમત માન્ય રાખી, મને જે ભય પેદા થતો હતો તેનાથી મુક્ત કર્યો છે. અહો, ઉત્તમ વનિતા ! જગતમાં વસનારી

બીજી અસંખ્ય બાળાઓ, તાહારી માફક બાળલગ્નના ભોગે કરીને મહા મહા કષ્ટ પામે છે તેવી જે કોઇ દુર્ભાગી અબળાઓ તાહારી સોબતમાં આવે તેમને પણ સદાચારની સપાટીપર રસ્તો બતલાવવાને ઉત્સાહી રહેજે. ઓ ભલી આર્યા, તાહારા ખાતર માહારા પ્રાણનો પણ ઘાત કરવાનો વખત આવે કે માહારા ધન માલ લુંટાઇ જાય, અથવા ઇજત આબરૂ કે સંપાદન કરેલી કીર્તી સઘળી ધુળમાં મળી જાય તોપણ તાહારા દુઃખમાંથી તને દુર કરવાને હું બનતો યત્ન કરીશજ.

ચં૦ પ્રિ–ય કાન્તીચંદ્ર! શું હું તમને પ્રિય કહી શકું નહિ? માતા પિતાને પ્રિય કહુંછું. સઘળા સ્નેહી વર્ગને પ્રિય કહુંછું; ઇશ્વરને પ્રિય કહુંછું તો હે ચંદ્ર તમને પ્રિય કહી તમારૂં રટણ કરૂં તેમાં શો દોષ!

કા૦ ઉત્કૃષ્ટ બાળા, માહારા મિત્રને આવતાં વાર લાગી અને અહીંઆં લાંબો વખત થયાં બેસી રહયો માટે જવાને હવે મને આજ્ઞા આપ?

ચં૦ "જાઓ" એ તો મારે મુખે નીકળનાર નથીજ. તમારા મિત્રનાં પગલાં હવે સંભળાય છે; માટે બેસો. તમારા વિના ઘરમાં કામ કરવાનું હવે ગમશે? અરેરે, કાન્તીચંદ્ર ભાઇ, તમે ન હત તો મારી શી અવસ્થા થાત! શું તમારા વિના મને આવાં સુબોધ વચનો બીજું કોઇ આપી શકત! પશુવૃત્તિમાંજ રમનાર કોઇ બીજો દુષ્ટ માણસ આ ઘરમાં દાખલ થયો હોત તો મારી સ્થિતિ કેવી થાત?

કા૦ પ્રિય આર્ય વનિતા, જ્યાં ઇશ્વરજ સહાયભૂત, છે ત્યાં ગમે તેવા તરકડા દુષ્ટ માણસનું શું સાર્થક થઇ શકે! તાહારા જેવી ઉત્કૃષ્ટ અબળાઓને શું તે નરક કુંડમાં પડવા દેત? કાંઇ નહિ.

**એ તો જેને માથે ઇશ તેનું કોણ કાપે શીશ ?**

ધન્ય પ્રભુ, તમારી બુદ્ધિને, તમારા હેતને ! ચંદ્રીકા કાંઇ કહેવા જતી હતી એવામાં ધડબડ ધડબડ કોઇ પુરૂષ નીસરણીએ ચડયો.

શું તે રતિપ્રસાદ શીવાય અન્ય પુરૂષ હતો ? વાંચનાર, ન ધારતો કે તે અન્ય પુરૂષ હતો, તે તો ચદ્રિકાનો પરમપ્રિય પ્રાણનાથજ હતો. તેણે બધો બનાવ છાના માના જોયો હતો. કાન્તીચંદ્રને જોઇ કાંઇ ન જાણુતો હોય તેમ તે બોલ્યો "પ્રિય, કાન્તીચંદ્ર, તું ક્યારનો અહીંયાં મારી વાટ જોતો બેઠો છે ? આજ તો જરા વખારે વાર થઇ કારણ કે વૈદ પાસે દવા લેવા ગયો હતો"

**કાન્તીચંદ્ર**–પ્રસાદભાઇ શાની દવા ?

**રતિપ્રસાદ**–માહારા પરમ પ્રિય, માહારા હિતાભિલાષિ મિત્ર, વૈદ મણીશંકરની આતંકનિગ્રહ ગોળીઓ લેવા ગયો હતો. કારણ કે પેલા પ્રેમરાયના કોઇ સગાની પણ મારા જેવી સ્થિતિ હતી તે હાલ તે દવાથી સુધરી ગઇ છે; તેથી તે ગોળીઓની વપરાશ કરવાની મારી પણ ઇચ્છા છે. એમ કહી કાન્તીચંદ્રના હાથમાં ગોળીઓથી ભરેલી ડબી મુકી.

ડબી જોઇ, વિનોદ પામતાં પામતાં કાન્તીએ કહ્યું "પ્રસાદ મને પણ તે વાતની ખબર પડીછે અને તેથી આ ગોળીઓ ખાઇ જુઓ અને ઇશ્વરપ્રસાદે તમને સારૂંજ થશે."

રજા લઇ, કાન્તીચંદ્ર ઘર તરફના પંથે પડયો.

રતિપ્રસાદ પોતાની ઓરડીમાં જઇ અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. શું, પ્રિય કાન્તી, તાહારા જેવો વિશુદ્ધ પુરૂષ દુનિયામાં કોઇ હશે ખરો ? અરેરે, પ્રિયા, તને પણ ધન્ય છે કે કાન્તીના મધુર વાકયો

ત્હેં વિણી લીધાં! કામદગ્ધ માનુનિ, શું કરૂં! મને સારૂં થશે એટલે તને સુખ મળશેજ.

આ પ્રમાણે તું હમેશાં વિશુદ્ધને જીતજે. આમ બોલે છે તેવામાં તે ઓરડીની અંદર, સુકોમળ યુવાન અબળા બાળકી ચંદ્રિકા, વિજળીની માફક તે ઓરડીને ચમકાવતી અંદર આવી અને પોતાના વિચાર મગ્ન થએલા પ્રિયને આલીંગન દઇ, પોતાના બે હસ્તકમળને જોડી ઉભી રહી.

"કહો પ્રિય, શી આજ્ઞા છે" એવું તે દ્રઢ મનવાળી અને કામને જીતનારી અબળા બાળકી બોલી ઉઠી.

રતિપ્રસાદ—પ્રિયા, હમેશાં વિશુદ્ધિમય રહેવું તેજ સ્ત્રીઓનો ધર્મ છે. બીજું શું કહું! તેઓને તો વિશુદ્ધિનેજ તેઓની ખરી બ્હેન સમજવી.

ચંદ્રિકા—(આશ્ચર્ય પામતી)—પ્રિય, શું બોલો છો? આપણા અનુભવમાં એમજ આવ્યું કે હું—

રતિપ્રસાદ—અરે પ્રિયા, એમ કયાં કહું છું? આજે ત્હેં કાન્તીચંદ્રના બોલે બોલ વિણી લીધા છે તેને માટે હું તને ઘણોજ ચાહું છું. શું હું તને એમ કહું છું કે તું વિશુદ્ધિ રહિત છે? ના, ના, તારી વિશુદ્ધિ તે તારીજ રહેવાની!

ચંદ્રિકા—પ્રિય, ત્યારે, શું તમે બધું સાંભળતા હતા?

આ વખતે તે દુઃખી તથા સુખી બની.

વાર્તા વિનોદમાં રાંધવાનો વખત થવા આવ્યો તેથી ચંદ્રિકા તે ઓરડી છોડી રસોડા તરફ ગઇ.

સાંજરે પાંચના સુમારે રતિપ્રસાદે પોતાની સ્ત્રી પાસે વૈતાલિકની*

---

* વાળુ માગ્યું.

યાચના કરી. બાજુ કરી તે મિત્રમંડળમાં ગયો.

કાન્તીચંદ્ર તેને માટે વાટજ જોતો બેઠો હતો અને સઘળા મિત્ર એકઠા થયા એટલે ભાષણો શરૂ થવા લાગ્યાં.

## પ્રકરણ ૧૨ મું.

**ચંદ્રિકા અને દૂર્મતિ. દૂર્મતિની દુષ્ટ બુદ્ધિ અને દુષ્ટ પ્રેમરાયનું ચંદ્રિકાને લઇને નાસી જવું.**

ચંદ્રિકા રાતનો અગીઆર વાગ્યા સુધીનો નહિ જતો વખત દૂર્મતિ નામની પોતાની પડોસણ પાસે વાતોનાં ગપ્પાં મારવામાં ગાળતી હતી. દૂર્મતિનો વર બીચારો ભોળો અને સાદો હતો. તેના ભોળપણે દૂર્મતિને ખરાબ થવાની ચાવી આપી. તેનો વર દીવસે નોકરી કરવા જતો હતો ત્યારે તેમના ઘરવાળાં કાંઇ બીજાજ રસ્તે જતાં હતાં. પ્રેમરાય નામના એક વાણીયાને ત્યાં વાતો કરવા જતાં હતાં. પ્રેમરાય એક તવંગર વણીક પુત્ર હતો. તે ખરાબ સોબતને લીધે ઘણો બગડી ગયો હતો. પડોશમાં આવેલા અન્યાયપુર ગામના કીશોર નામના પ્રધાનપુત્ર દુર્ગંધરાયની અને દુર્ગંધરાયના ચોકીદાર ભીમા ભૈયાની તેને મૈત્રી હતી. પ્રેમરાયને અને દુર્ગંધરાયને હમેશાં છાની ટપાલ તો ચાલતીજ હતી. પ્રધાનપુત્ર હોવા છતાં પણ દુર્ગંધરાયને ઘણી વખત મામાની હવેલી જોવી પડતી.

પ્રેમરાય દર અઠવાડીએ મિત્રને મળવા જતો હતો. અને જ્યારે આ ત્રણ મિત્રો એકઠા થતા ત્યારે તો કાંઇ બાકીજ મુકતા નહિ. નિર્દોષ પવિત્ર બાળકીઓનું શિયળ પણ ભંગ કરવાને યત્ન કરતા; અને ચોરી સુધાં પણ કરવામાં ખામી રાખતા નહિ.

દુર્ગંધરાયને ઘણી ઘણી વખત એમ થતું કે બળ્યું મ્હારે હવે

આવાં પાપ કર્મ શા સારૂ કરવાં જોઇએ? પણ કરે શું! તે તો આપરૂપી પ્રેમરાયથી વીંટળાએલો હતો. ઘણી ઘણીવાર તે કંટાળતો પણ પ્રેમરાયનો જરા પણ તિરસ્કાર તે કરી શકતો નહિ. ઘણીવાર તે વિચાર કરતો કે આજથી પરસ્ત્રી મા બહેન સમાન સમજીસ પણ કરવું તો કઠણ હતું ને કહેવું તો સહેલું હતું. કહેવત છે કે—"Easier said than done" **હાડકાં ભાગી જવા છતાં પણ કેરીનો સ્વાદ છોડાતો નહતો.** પોતાની સ્ત્રી હોવા છતાં પણ પરસ્ત્રી ઉપર નજર નાંખવી તે તો ખોટું એવું તે ઉચ્ચ કુટુંબનો પણ દુષ્ટ, લંપટ, ધનનો લોભી, અને કાનનો કાચો દુર્ગંધરાય સમજતો હતો. અરેરે, પિતાની પ્રધાન પદવીથી પણ તે સંતુષ્ટ થતો નહિ! શું તેની પાસે પૈસાનો થોડો સંચય હતો? પણ હે લોભ, એ બધાં તારાંજ વાનાં છે. ત્હેંજ આવા પ્રધાન પુત્રને તાહારા પાશમાં નાંખેલો છે.

કહ્યું છે કેઃ—

**लुब्धःस्वैःकामुकः स्त्रीभिः पृथव्या पार्थिवो ऽपिच;**
**विद्वान सुभाषितैः कोपि तृप्तिं प्राप्त्यो जगत्यपि.**

(જગતમાં કોઇ લોભી પુરૂષ દ્રવ્યથી, કામી પુરૂષ સ્ત્રીથી, રાજા પૃથ્વીથી, અને વિદ્વાન સુભાષિતથી સંતોષ પામ્યો છે? અર્થાત્ તે તે પુરૂષો તે તે વસ્તુથી સંતોષ પામતા નથી.)

પ્રેમરાય તથા ભીમા ભૈયા જેવાની ખોટી સોબતથી નીચ બુદ્ધિનો દુર્ગંધરાય ફસાયો અને પિતાના ભરેલા ખજાનાને ખાલી કરવામાં જરા પણ સંકોચાયો નહિ. પિતા કેવી મહેનતે કમાયછે તેનું તેને જરા પણ ભાન રહ્યું નહિ. આટલો બધો પૈસો છે તેમાંથી મરજી મુજબ

**ઉડાવીશ તે કોણ પુછે તેમ છે? કારણ કે કાનકજુરાના પગમાંથી એક પગ તુટે તોયે શું ને ન તુટે તોયે શું?**

પિતા પાસે આટલો બધો પૈસો છે એમ જાણી ચોરી કરવાના વિચારને તે ઘડીમાં ત્યાગ કરતો હતો અને ઘડીમાં તે નિચ બુદ્ધિ ફૂળનો અંગારો તેને સ્વીકારતો પણ હતો.

અરેરે, ઓ મૂર્ખ! પ્રધાનપુત્ર દુર્ગંધ, તું શું તારા પિતાના નામને બોળશે? અહો, કિશોર પ્રધાન આટલી બધી સત્તા છતાં અને રાજા પણ તાહારા આગળ માત્ર એક પૂતળા જેવો હોવા છતાં પણ તું કિંચિત માત્ર અભિમાન કરતો નથી તે શું? તાહારો પુત્ર તો તાહારૂં નામ બોળવાનેજ બેઠો છે. હું અભિમાન કરૂં છું તે વિચાર દુર્ગંધરાયના મનમાં હીંચકાની માફક હીંડોળા ખાવા લાગ્યો કારણ કે તે સારી પેઠે જાણતો હતો કે નારાયણ અભિમાની પુરૂષનો ત્યાગ કરે છે; પણ પાછો તેને વિચાર થતો કે કોણ ક્ષુદ્ર પ્રાણિને મન કલ્પિત ગર્વ ન થાય? ટીટોડી પણ આકાસ પડવાના ભયથી તેને સ્થિર રાખવા ઊંચા પગ રાખીને સુવે છે. આમ તેનું ધનચક્કર ફર્યા કરતું.

તે કહેતો કે, અરે, પ્રિય મિત્ર પ્રેમરાય, શું તાહારો પ્રેમ ભૂલુ એમ છે! તાહારી ને માહારી મૈત્રી વજ્રલેપ છે તે શું હું સમજતો નથી? પિતાજીને કહી તને નક્કી હવે તો સારા પગારની નોકરી અપાવીશજ. પણ જો પિતાજી ના પાડશે તો? કાંઇ નહિ, એ તો એક દિવસ નહી ખાઇએ અને રીસાઇશું એટલેજ બસ છે. વળી તે કોઇ ચોપડીમાંથી વાંચેલી નીચેની લીટીઓ બોલવા લાગ્યો:—

"What is friendship, but a name,
A charm that lulls to sleep,

A shade that follows, wealth, or fame,
But leaves the wretch to weep."

શું મૈત્રી આવીજ છે? શું પ્રેમરાય તાહારામાં પણ આવાજ ગુણ હશે? ના, માહારામાં હોય તોજ તાહારામાં હોય કની?

વળી તે, તે ચીઠીઓને ફરીને બોલવા લાગ્યો. એવામાં રાજપુત્રી તેની નજરે પડી અને તેનું મન ચકડોળે ચડ્યું. અરે, પ્રિયા, તું મારી સાથે બોલતી તો જા એવું તે વારંવાર બોલવા બકવા લાગ્યો.

અરે, ઓ નિચ દુર્ગંધ, તાહારા પોતાના નગરના રાજાની પુત્રીને પણ તું ફાવે તેમ બોલે છે તે શું? રાજપુત્રીનું શિયળ ખંડિત કરવાને તું ધારે છે? ઇશ્વર તારૂં સારૂં નહિજ કરે.

રાજપુત્રી સુવર્ણરેખા નજર આગળથી દૂર થતાં તે ગાંડા માણસની માફક ચારે દીશાએ જોવા લાગ્યો; પણ નિષ્ફળ! એવામાં નીચેથી ભીમો ભૈયો મેડી ઉપર આવ્યો અને દુર્ગંધરાયની સ્થિતિ જોઇ તે બોલ્યો "ભાઇ તમારી આવી સ્થિતિ ક્યાંથી?"

**દુર્ગંધરાય**—ભૈયાજી, ઓ ગોરી ગોરી તો ગઇ. હવે કરવું કેમ?

**ભૈયો**—ભાઇ, ફીકર નહિ. કાલ સવારમાં તેને તમારી પાસે લાવું; પછી કાંઇ?

**દુર્ગંધરાય**—શાબાસ! શાબાસ રે મારા, ભીમ જેવા ભૈયા! તાહારામાં ને ભીમમાં પછી ફેર શો ત્યારે? એ તે કાંઇ પ્રેમરાયથી આવું કામ બને? એ તો દાળ ભાત ને શાક ખાઇ જાણે?

ભૈયો વચન આપી નીચે ગયો અને પ્રધાનપુત્ર તરંગ સમુદ્રમાં તણાવા લાગ્યો.

ભૈયાની ગોઠવણથી બીજે દીવસે રાત્રે રાજકુમારીને ભરઊંઘમાં

ભયંકર અરણ્યમાં ઉપાડી ગયા.

આવા દુષ્ટોની પ્રેમરાયને મૈત્રિ હતી. દૂર્મતિ આવા નિચ વર્ગક પુત્ર પ્રેમરાય સાથે દિવસે મોજ મજાહ માણતી અને રાત્રે ચતુર ચદ્રિકા સાથે બેસતી અને વાતોનાં ગપ્પાં મારતી.

રતિપ્રસાદ મિત્રમંડળીમાં ગએલો હોવાથી ભોળી ચંદ્રિકા દૂર્મતિ સાથે વાતો કરવા બેઠી.

**ચંદ્રિકા**—બહેન, તમે બપોરે જણાતાં કેમ નથી ?

**દૂર્મતિ**—શું કહું બહેન ! બપોર થાયછે ને મારૂં લોહી વધેછે.

**ચં૦** કેમ ?

**દૂ૦** બ્હેન, પેલા પ્રેમરાય પાસે જારકર્મ કરવા હમેશાં જાઉંછું ધરના ગામડીઆ ડુચા જેવા માણસ, કાંઇ મોજમજાહ પુરેપૂરી મણાવે ? એ તો લાલ લોકજ એવું સમજે. આપણેંએ લાલ, પ્રેમરાય પણ લાલ અને તેમના મિત્રો પણ લાલ ! તમારે જો આવવું હોય તો વળી કાલનો દીવસ તમારે મોજમજાહ માણવાની ! બહેનપણી એટલે કાંઇ મારાથી ના પડાય ખરી કે ?

ચંદ્રિકા રાતી પીળી થઇ ગઇ; તેના ઓઠ ફડફડવા લાગ્યા અને કપાળે કરચોલીઓ પડી.

ગુસ્સાના આવેશમાં તે બોલી "ધિક્કાર હો તાહારા જેવી નફટ કુલટાઓને ? મારા શરિરના કકડા થઇ જાય પણ આવું દુષ્ટ કર્મ હું કદી પણ કરૂં નહિજ. જા, જા, નફટ, આજથી હું તારી સાથે બેસીશ પણ નહિ."

આટલું કહી ચંદ્રિકા ઉઠી પણ દૂર્મતિ વખત વીચારી ગઇ અને તેનો હાથ પકડી કહેવા લાગી.

"બ્હેન, આમ શું કરો છો? તમે જાણતાં નથી કે હું વિ-શુદ્ધ છું? એ તો મ્હેં તમારી કસોટી કરી જોઇ. હવે મને ખરી ખાતરી થઇ કે તમે પણ મારા જેવાં વિશુદ્ધજ છો. તમારૂં પાણી મ્હેં જોઇ લીધું અને તે પાણીમાં તાકાતછે એમ મને માલુમ પડી." આમ કહી નિચ બુદ્ધિની દૂર્મતિએ, સુકોમળ, ભોળી, અબળા બાળકીને સમજાવી અને પાછી પોતાની પાસે બેસાડી "નફ્ટ" એ શબ્દ દૂર્મતિના હૃદયમાંથી દુર ગયો નહિ. તેનું મન વેર લેવાને તલપાપડ થઇ રહ્યું; અને વેર લેવાને ચંદ્રિકા પાછળ ખતરવટ થઇને લાગી.*

એવામાં રતિપ્રસાદ ઘેર આવ્યો તેથી ચંદ્રિકા પોતાના પ્રિય સાથે ઘરમાં ગઇ.

નિચ દૂર્મતિ ઓટલા ઉપર બેસી વીચારમાળા જપવા માંડી. વિચારમાં ને વિચારમાં તે ઓટલાને પણ લાતો મારવા લાગી. અરે, રાંડ ચંદ્રિકા તું મને નફ્ટ કહેનારી! હું તારૂં વૈર લઇશજ. આવ વૈર મ્હારામાં પ્રવેશ કર! કાલેજ હું પ્રેમરાયને કહીશ અને હે રંડા, તને હેરાન કરાવીશ.

આમ બોલતી બોલતી શયનગૃહમાં ગઇ અને પતિને ધમકાવવા લાગી.

બીજે દીવસે પતિ નોકરીએ ગયો અને આ બાઇ પ્રેમરાય પાસે ગયાં.

દૂર્મતિ—પ્રિય, આજ મારે તમને કાંઇ કહેવાનું છે.

પ્રેમરાય—અરે વ્હાલી, શું 'કહેવાનું' છે?

દૂ૦ અરે શું કહું! પેલી રતિપ્રસાદની રાંડ ચંદ્રિકા ગઇ કાલે મને ફાવે તેમ બોલી ગઇ.

---

* ખાઇ પાને.

તમારા છતાંએ આમ થાય તો પછી તમે પ્રધાનપુત્ર મિત્ર શા કામના? ભીમા ભૈયા જેવા તો તમારે મિત્રો છે તો એ રાંડમાં શા ભાર કે એક હુંકારો પણ કરી શકે?

**પ્રેમરાય**—પ્રિયા, ડરેછે કેમ? તારૂં કામ પાર પાડું અને એ રાંડને વનમાં લઇ જઇ હેરાન કરૂં, પછી કાંઇ?

દૂ૦ પ્રિય, કેવી રીતે પાર પાડશો?

**પ્રેમરાય**—પ્રિયા. કાલે સીપાઇનો ડ્રેસ પહેરીને તમે બંને જણાં વાતો કરવા બેઠાં હશો ત્યાં આવીશ, અને પછી જોજે શું થાય છે તે!

દૂ૦ વ્હાલા, કાંઇ તમારામાં ખામી હોય ખરી કે? વારૂં, અત્યારે તો જાઉં છું!

આમ કહી દૂર્મતિ ઘેર ગઈ. રાત પડી એટલે રતિપ્રસાદ હમેશના વખત કરતાં વહેલો મિત્રમંડળમાં ગયો કારણ કે તે દીવસે તેને પોતાનેજ બાળલગ્ન સંબંધી ભાષણ આપવાનું હતું.

રાત અંધારી તથા બિહામણી હતી. વાયુના ચંડ ઝપાટાથી ફાનસના દીવા હોલાઇ ગયા હતા.

પોતપોતાના શયનગ્રહમાં સ્ત્રી પુરૂષો સુતાં હતાં. પણ ચંદ્રિકા અને દૂર્મતિ ઓટલા ઉપર બેસી વાતોમાં તલ્લીન થયાં હતાં ગઇ કાલની વાત ભોળી ચંદ્રિકા ભુલી ગઇ હતી. "હજી કેમ ન આવ્યા" એમ ચંદ્રિકા વારંવાર દૂર્મતિને પુછતી હતી અને તેના જવાબમાં દૂર્મતિ તેને કહેતી કે "હમણાં આવશે."

આ સમયે સિપાઇને પહેરવાનો ડ્રેસ પહેરી નિચ બુદ્ધિનો પ્રેમરાય "રતિપ્રસાદનું ઘર આ કે" એમ પુછતો પુછતો ઓટલા

આગળ રોફબંધ આવ્યો. સિપાઇને આવેલો જોઇ ચંદ્રિકા ચમકી અને ધૈર્ય ધરી બોલી "હા, આજ ઘર તેમનું છે."

સિપાઇ—રતિપ્રસાદ ઉપર ચોરીનો માલ સંઘરવાનું તહોમત આવ્યું છે અને તેનો મુદ્દો પણ પકડાયો છે તેથી તેને હાલ જેલમાં પુરવામાં આવ્યો છે અને તે ચોરીનો માલ તેણે તેની વહુને આપ્યો છે એવું કહે છે માટે તેની વહુ ક્યાં છે તે કહો ? દરબારમાં તેને બોલાવે છે.

નાજુક બાળા આ સાંભળી ધરણી માતાના ચરણે પડી અને ચોધારાં આંસુ સારવા લાગી. નીચ દૂર્મતિ તેને આશ્વાસન આપવા લાગી. થોડીવાર પછી તે ઉઠી અને બોલવા લાગી "પ્રિય, આ શું ! તમારે જેલ !! તમારે !! અરેરે, મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે ! તમે ક્યાં હશો !

સિપાઇ—આમ રોવાથી શું વળનાર છે ? દરબારમાં આવી તમારે ચોરીનો માલ પાછો આપી દેવો; અને ગુન્હો કબુલ કરવો એટલે થયું.

આ સાંભળી ચંદ્રિકા વધારે દુઃખી બની અને દરબારમાં ન જવાનો નિશ્ચય કર્યો પણ પ્રિયની દુઃખી સ્થિતિ સાંભળી તેથી ત્યાં જઇ તેમને છોડાવવાને ઉત્કંઠીત બની.

રાતની વખતે એકલી પરપુરૂષ સાથે જવું તે ખોટું એવું તે સમજતી હોવાથી તેનું મન પાછું વિચારમાળામાં ગુંથાઇ ગયું. તેની વિચારશક્તિ બહેર મારી ગઇ. તે જવાને તૈયાર થઇ પણ વિચાર થયો અને ખચકી.

દૂર્મતિ—બ્હેન, ચાલો હું તમારી સાથેજ આવું છું અને

તેમાં તમારે કશી પણ ફીકર ચિંતા કરવી નહિ. કાંઈ ગયા વીના ચાલે! એ તો સરકારનું તેડું કે જમનું તેડું! માટે ચાલો સત્વર થાઓ, અને પ્રસાદભાઈને છોડાવો.

પ્રિય દૂર્મતિનું આવું બોલવું સાંભળી ભોળી ચંદ્રિકા ધૃષ્ટ બની અને ઓટલા ઉપરથી નીચે ઉતરી. થોડે દુર ગઈ એટલે તેનો પગ ભારે થવા લાગ્યો. રાત અંધારી હોવાથી તેને કાંઈ સુજ્યું નહિ. માત્ર દુષ્ટ પ્રેમરાયના પગલે પગલે તે ગઈ અને એક ભયાનક વનમાં દાખલ થઈ.

નિચ દૂર્મતિ તો આનંદમય બની કયારનીએ ઘેર સટકી ગઈ હતી.

ભાષણ પુરૂં થયા પછી રતિપ્રસાદ ઘેર આવ્યો અને પોતાની વહાલી પ્રિયાને ન જોતાં ચોંકયો!! પડોશમાં ખબર કઢાવી પણ મળે કયાંથી? કાન્તીચંદ્રને ખબર પડતાં તે પણ ઘણો દીલગીર થયો. વાયે વાત ઉડી અને ચંદ્રિકા જતી રહી એમ થઈ ગયું. કેટલાક અધર્મી પુરૂષો કહેતા કે નીકળી જવું હોય તે કોઈને કહેવા રહે! પ્રસાદભાઈ તો બહાર છટાદાર ભાષણો કરે છે ને ઘરમાં તો મોટા ભાષણો ચાલે છે! કેટલાક ચંદ્રિકાની વર્તણુક જાણતા હતા તેઓને દયા આવી અને તેની સ્થિતિ કેવી હશે એમ વિચારવા લાગ્યા.

કાન્તીચંદ્રથી રહેવાયું નહિ અને ચોધારા આંસુ સારતો સારતો મિત્ર પાસે ઉંધું માથુ નાંખી રોઈ પડયો.

અરે પ્રિય અબળા બાળકી!! તું કયાં હઈશ?

રતિપ્રસાદ દીલગીરીથી કહેવા લાગ્યો "મિત્ર, એ પ્રિયા વીના હું જીવવાનો નથી. બસ મારી જીભ કરડીને મરીશ."

કાન્તીચંદ્ર તેને આશ્વાસન આપવા લાગ્યો અને કહેવા લાગ્યો "અરે મિત્ર, વિચાર કર જરા; તું જીવતો હોઈશ તો તેજ તારી

પ્રિયા તને પાછી મળશે. હવે રોવું તે તો નિરર્થક. **સામળભટેજ** કહ્યું છે કેઃ—

" જીવે જો નિરધન, કોઇ દિન ધનને પામે;
જો જીવે દુઃખી દેહ, વેદના કોઇ દિન વામે,
જીવે જો વાંઝીઓ, કોઇ દિન પ્રગટે પૂતર;
જીવે જો કોઇ રાંક, સારૂ પામે ઘર સૂતર.
જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે,
આ તકમાં તો ટાળો કરો, કોઇ દિવસ ઇશ્વર ફળે. "

માટે તું જરા પણ રોતો ના અને આંસુના પ્રવાહ અટકાવ.

રતિપ્રસાદે મિત્ર તરફ ટગર ટગર જોયા કર્યું. મિત્ર શું કહે છે! અરેરે, એ અબળાને જરા પણ સુખ પડયું નહિ!! મારી સ્થિતિ સુધરવાનો વખત થયો એટલે આમ થયું! અરેરે, હું કાગડો હીંથરૂં લઇ ગયો, પણ મારી પાસે તે ટકે કયાં સુધી? મારવાડની ભૂમીમાં મોરને આવવાનો સંભવ છે? અને કદાપિ આવે તો તે ટકે પણ કયાં સુધી?

**કાન્તીચંદ્ર**—પ્રિય મિત્ર, જા હું મારી ભાભીને મેળવી આપીશ.

આટલું કહી કાન્તીચંદ્ર ઘેર ગયો. થોડા મહિના પછી કાન્તીચંદ્રનાં લગ્ન થયાં અને તેથી રતિપ્રસાદ તેના લગ્નમાં વિલાસપુર આવ્યો હતો. મિત્રની આવી સ્થિતિથીજ કાન્તીચંદ્રના ચક્ષુકમળમાંથી આંસુની ધારા ટપકવા લાગી હતી.

પોતે આપેલું વચન તે ભુલી ગયો નહતો.

રતિપ્રસાદની સ્ત્રી સોધી કાઢવાનું વચન આપ્યું હતું તે સાંભરી આવ્યું; અને મિત્ર ઉંઘતો હતો તેની પાસે બેસી કાન્તી થો-

દીવ.ર સુધી રોયો.

પ્રિય વાંચકવૃન્દ, તારી સ્મરણ શક્તિની કમાન જરી વિલાસ પુર તરફ ફેરવ અને ચાલતી વાર્તામાં પ્રવેશ કર. કાન્તીચંદ્ર પરણીને જાનીવાસે આવ્યો ત્યારે તેના મિત્રને જોઇ તેની આંખોમાંથી આંસુની સેરો છુટવા લાગી તેનું કારણ મેં તને વિદિત કર્યું.

રતિપ્રસાદ આનંદી નિદ્રા ભોગવી આંખો ચોળતો ચોળતો ઉઠયો અને મિત્રને પથારીમાં જાગૃત અવસ્થામાં સુતો જોયો. મ્હોં ધોઇ તે કાન્તી પાસે ગયો અને બન્ને મિત્રો વ.ર્તાવિનોદમાં ઉતરી પડયા.

**રતિપ્રસાદ**–પ્રિય કાન્તી, પહેલાં કરતાં હવે મારી સ્થિતિ સુધરેલી મને લાગે છે.

**કાન્તીચંદ્ર**-પ્રિય મિત્ર પ્રસાદ, મ્હેં તારો ગુન્હો કર્યો છે. મ્હેં વચન આપ્યું છે કે.મારી ચંદ્રિકા ભાભીને હું ખોળી કાઢીશ પણ તને સારૂં થયું તોપણ હજી તેમાં ફતેહ પામ્યો નથી તેને માટે ક્ષમા યાચું છું.

રતિપ્રસાદને પાછી પોતાની પ્રિયા સાંભરી આવી અને પોતાની આંખ આગળ તેને ઉભેલી તેણે ન્યાળી. તે બોલ્યો “ હે પ્રિયા, મારી સુધરેલી અવસ્થા સાંભળી તું કેવી સુખી થાત ? તું કયાં હોઇશ ? હું અહીંઆં મોજમજાહ માણુ છું પણ તારી સ્થિતિ કેવી હશે તેનો તો એક તર્ક સરખો પણ મારા આ દુષ્ટ મનમાં જન્મ થવા પામ્યો નથી ! પ્રિયા, પ્રિયા પાછળ શું તેનો પ્રિય દુઃખી નહિ ? ખરે, દુઃખી તો ખરોજ પણ આ દુષ્ટ હૃદય, તાહારા જેવી કોમળ અબળાઓ કયાં કયાં આથડે છે તે જોવાને અને તાહારા જેવીનાં દુઃખ ભરેલાં વાદળો દુર કરવાને લલચાતું નથી ! !

દુઃખમાં ને દુઃખમાં તે મિત્રના ખોળામાં પોતાનું માથું નાંખી ઊંઘી ગયો; પણ જમવાના વખતે કાન્તીએ તેને ઉઠાડયો અને થોડીવાર સુધી તેણે તેને બીજી વાતોમાં પ્રવેશ કરાવી બહાર ફરવા લઇ ગયો.

રીવાજ પ્રમાણે મધુરચંદ્રે સાત ટંક જાન રાખી અને આઠમે ટંક તેને વિદાયગીરી દીધી.

કાન્તાસુંદરી અને કાન્તીચંદ્ર વ્હેલમાં બેઠા અને જાનડીઓ ગાતાં ગાતાં નગર બહાર નીકળી. થોડે સુધી જાનને વળાવી સૌ પાછાં વળ્યાં. કાન્તાએ પોતાની પ્રિય સખી તારાને બોલાવી પણ નહિ અને સાસરીઆંની સાથે સાસરે ગઇ.

તારાને આથી ઘણું ખોટું લાગ્યું અને કાન્તા આવે એટલે તેની સાથે ન બોલવાનો નિશ્ચય કર્યો. વળી તે બોલી કે, અરે, દુનિયાંમાં શું છે? જ્યાં સુધી કાન્તા કુંવારી હતી ત્યાં સુધી, બ્હેન તારા, તારા બ્હેન કહી તેના સુકોમળ ઝીણા કોયલ જેવા અવાજને જાડો કરી નાંખતી અને પરણ્યા પછી, તારા ઊંચે રહેજે એટલું પણ કહી ન ગઇ! હોય એ તો મતલબ એ દુનિયામાં એક મોટો દુર્ગુણ છે. કહ્યું છે કે—

**"મતલબ જનની રીત છે, મતલબ ત્યાં લગી પ્રીત;**
**"અરથ સર્યો કે વૈહડો વેરી," એ છે રીત."**

આટલું બોલી તારાએ પોતાના મનને શાંત કર્યું.

મોસાળમાં ભણવાનું કાન્તીએ છોડી દીધું અને અમદાવાદમાં જઇ તેણે કૉલેજ જોઇન કરી.

થોડા માસ સુધી કાન્તીપુરમાં રહીને કાન્તા પાછી માતુગૃહે ગઇ.

પોતાની વહાલી સખી તારા તેને સાંભરી આવી અને પોતાની મોટી ભુલથી તે ઘણી આકુળવ્યાકુળ થઇ.

તારા હવે પોતાની સાથે બોલશે નહી એવા વિચારથી તે બ્હીની પણ તારાના સદ્‌ગુણ સાંભરી આવ્યા અને પોતાનો ગુન્હો માફ કરશે એમ લાગવાથી તે પોતાની આરામ રૂમમાં ગઇ.

## પ્રકરણ ૧૨ મું.

## કાન્તીચંદ્ર અને કાન્તાસુંદરી.

વીન્ટરવૅકેશન પડવાથી કાન્તીચંદ્ર, કાન્તીપુર જવા નીકળ્યો પણ રસ્તામાં તેણે પોતાના સાસરે થઇ જવાનું ધાર્યું.

સાંજનો વખત હતો; મજુરો પોતાની રોજી મેળવી ખીચડી ખરીદવા જતા હતા. રાત્રે નહી ખાનારા શ્રાવકો વાળુનો વખત થવા આવ્યો છે એમ ધારી ઉતાવળે પગે ચાલતા હતા અને રસ્તે કોઇ ઓળખીતો મળે તેને છેટેથી સલામ ભરતા હતા. ઘેર બયડીઓ રાંધી રોકાં ઉંચાં રાખી વરને આવવાની વાટ જોતી હતી. કેટલેક ઠેકાણે સગડીઓ તૈયારજ કરેલી હતી કારણકે ટાઢે રમખાણ મચાવી મુકયું હતું.

" બાપા કયારે આવશે ? બા ? " એવું નાનાં બાળકો તેઓની માતાઓને લાડ સહિત પુછતાં હતાં. આવા સમયે આપણો કાન્તી હાથમાં ચોપડીઓની પોટકી ઝાલી સાસરાના ઘરમાં દાખલ થયો.

"આવો કાન્તીચંદ્ર આવો" એમ કહી મધુરચંદ્રે તેનો ઘટતો આદરસત્કાર કર્યો.

કાન્તીચંદ્ર જમીને પોતાને સુવા આપેલી ઓરડીમાં ગયો. કાન્તા પ્રિયને આવવાથી ઘણી ખુશી થઇ અને બીજે દીવસે, કાન્તીને આપેલી પોતાની જોડેની ઓરડીમાં ગઇ.

" આવો વહાલી " એટલા શબ્દ કાન્તીના મુખમાંથી નીકળતાં

આપણી કાન્તા તેને આલીંગન દઇ થોડીવાર મૌન ઉભી રહી.

કાન્તા૦ પ્રિય, કાલના થાકયા હશો માટે આપના ચરણકમળને તળાંસવાને આજ્ઞા આપો.

કાન્તી–વહાલી, મને જરા પણ થાક લાગ્યો નથી પણ તું કાન્તીપુર કયારે આવીશ તે કહે?

કાન્તા–વહાલા, મારા પિતાજી મને આપણી સાથેજ મોકલવાના છે.

કાન્તી—પ્રિયા, એમ હોય તો તું કહે ત્યારે જઇએ.

કાન્તા—પ્રિય, હું તો કહું છું કે આ વૅકેશન અહીંઅંજ ગાળો, ક્યો?

કાન્તી—અરે પ્રિયા, એમ તે હોય? સાસરે કયાં સુધી પડી રહેવાય! જે સાસરે પડી રહેછે તેના જેવો બીજો કોઇ ગરીબ છેજ નહિ.

હીંચકાપર બેસી આવી વાર્તાવિનોદમાં દીવસ કાઢેછે તેવામાં એક યોગીરાજ આટો માગવા આવ્યા.

"ભિક્ષા દે મૈયા," એવું તે યોગી બોલ્યા. પણ પ્રેમમાં લીન થએલા તેઓમાંથી એકે સાંભળ્યું નહિ. "ભિક્ષા દે મૈયા" એવું તે યોગીએ બીજીવાર કહ્યું પણ કામનું શું? પ્રેમમાં ગરક થએલા તે કોઇ દિન સાંભળે ખરા કે? યોગીરાજ રાતા પીળા થઇ ગયા અને ક્રોધાવેશમાં એવો શ્રાપ દીધો કે જાઓ જેવા તમે એક બીજા પ્રેમમાં લીન થયા છો તેવાજ તમે વિયોગી થશો. પણ સાંભળે કોણ? યોગી આટલું કહી ચાલતા થયા. "કાન્તા, કાન્તા" એમ બુમ પાડી તારા એકદમ મેડી ઉપર ચડી પણ કાન્તીને જોઇને તે શરમીંદી પડી ગઇ અને નીચે ઉતરવા માંડી; પણ કાન્તાએ ઉઠી તેના હસ્તને

સ્પર્શ કરી તેને નીચે જતાં અટકાવી.

આવ બહેન તારા, તું ક્યારે આવી એવું એવું તે પુછવા લાગી. બહેન, મારી ભુલ થઇ તેની માફી યાચું છું. મતલબ સાથી તારી સાથે બોલી નહિ તેની ક્ષમા બક્ષજે.

તારાને તેનાપર હેતનો ઉમળકો આવ્યો અને તેને બાઝી પડી.

યોગીરાજે દીધેલો શ્રાપ કાન્તી કે કાન્તાએ સાંભળ્યો નહતો, યોગીએ એક માયાવી ચોર બનાવ્યો અને રાત્રે મધુરચંદ્રના ઘરમાં પ્રવેશ કરવાનું ધાર્યું. તારા કાન્તાના આગ્રહથી રાત્રે ત્યાંજ સુઇ રહી હતી.

બન્ને જણાં જાગતાં પડયાં છે, રાત્રીના અગીઆર વાગ્યા છે, એવામાં યોગી અને માયાવી ચોર ઘરમાં દાખલ થયા.

**યોગી**—ભૈયા, આ ઓરડીમાં કોણ સુતું છે તે જુઓ. જો મરદ સુતો હોય તો આપણે આ ઘરમાંથી બહાર નીકળી જઇએ.

વાંચકવૃંદ, આ બધું કાન્તા અને તેની સખી તારા સાંભળતાં હતાં તેમજ જોડેની પણ અલગ ઓરડીમાં કાન્તી પણ સાંભળતો હતો.

તારાએ એકદમ ઉઠી પુરૂષનો પોષાક ધારણ કર્યો અને પાછી તે કાન્તાના ભેગી સુઇ ગઇ.

એક નાની જાળીમાંથી ડોકીયું કરી ચોર યોગીને કહેવા લાગ્યો કે એક મરદ અને તેની સાથે તેની ઓરત સુતી છે.

**યોગી**—ભૈયા, ચાલો ત્યારે આપણે અહીંથી છ પાંચ ગણી જઇએ.

આ બધું કાન્તી સાંભળતો હતો. તેને બીચારાને ખબર નહતી કે તારા તે દીવસે કાન્તા ભેગી સુઇ ગઇ છે. ચોરના બોલવાથી તેને વહેમ પડયો તેથી એકદમ ઉઠયો અને જાળીએ ડોકીયું કરતાંની સાથે તે રાતો પીળો થઇ ગયો. અરે, આ શું ?! આ સ્વપ્ન છે ? અરે દુષ્ટ

રંડા તને શું કરૂં ? ? જા આજથી તારૂં કાળું મોઢું નહિ જોઉં ! હું મારે કાલે મારા પિતા પાસે જઇશ! તું અહીંજ રહેજે. ના, ના, પણ તે તો ખોટું; તને તાહારા યારની સાથે મઝા માણવા દઉં તેમાં મારીજ અપકીર્તી. બશ, કાલે અહીંથી તને લઇ જઇ, રસ્તામાં ભયંકર વન આવે છે તેમાં તને રખડતી મુકીશ !!! અરે વાંચનાર, આ પવિત્ર અબળા બાળકી ઉપર જે દુઃખ આવશે તેને માટે તું દીલગીરીની સાથે એક બે આંસુ પાડ; અને પેલા યોગીને ગાળો દેતો ના. સાગર પેટનો થા. તથા લખનાર પ્રત્યે તેમજ નિર્દોષી પણ દોષી કાન્તી પ્રત્યે પ્રેમ દ્રષ્ટીથી જો; વિધિએ જે કાંઇ લખ્યું છે તે મીથ્યા થવાનુંજ નથી એમ ધારીને તું ધીરજના વૃક્ષપર બેસ !

સવાર થતાં તારા પુરૂષનો પોશાક બદલી પોતાને ઘેર ગઇ. કાન્તા ઉઠી પ્રિયની ઓરડી આગળ ગઇ પણ આપણો કાન્તી કાન્તા તરફ આવ્યો અને પુરૂષને ઘેર ગએલો જોઇ અત્યંત કોપાયમાન થયો. તેના હોઠ ફફડવા લાગ્યા પણ કાંઇ પણ બોલ્યા શીવાય એક આરામ ખુરશીપર બેસી શિથિલ મનથી વિચાર કરવા લાગ્યો. અરે, એ પાપણી ? આ શું ? તેં તાહારા બાપનું નામ બોળ્યું ? એ અભાગણી રંડા ? ઉઠતાં વારજ મ્હેં તારૂંજ મોંઢું જોયું ? અરે, કોણ જાણે મારો આજનો દીવસ કેવો જશે ? અરે, મને તું પ્રિય કહેનારી ? અરે, મ્હેં તાહારા ઉપર પ્રેમાંકુશ રેડયો તેથી હુજ મૂર્ખો, મ્હેંજ કીલોતપાટી વાનરનું કામ કર્યું છે. વાંદરાના હાથમાં ફુલ મ્હેંજ આપ્યાં છે. સ્ત્રી તથા બાળકને મોંઢે ચઢાવીએ તો માથે ચડી બેસે તે કહેવત ખરી છે, અરેરે, વિધિ !!! તારો પણ શો દોષ કાઢું ? અરે, મધુરચંદ્ર, ધીક્કાર હોજો તને કે મ્હેં તાહારી પાંસુલ–ભ્રષ્ટ થએલી

પુત્રીને મારી સાથે પરણાવી ! અરે પિતા, મને આની સાથે પરણાવ્યો તે સારૂં નથીજ કર્યું ? હવે શો ઉપાય યોજું કે આ પાપણી માહારાથી દુર થઇ શકે ! હશે, ચાલ જીવ તું આવારે સત્વર થા અને આ દેશ, આ ગૃહનો ત્યાગ કર!

પ્રિયે પોતાને બોલાવી નહિ તેથી સતિ શિરોમણી કાન્તા દુઃખીત થઇ. તે હાથ જોડી બોલી "પ્રાણેશ, માહારામાં આપે શો અપરાધ પ્રેક્ષ્યો કે મને બોલાવતા નથી?" આથી કાન્તી ચીડાઇ ગયો અને એકદમ ઉઠી ગરદન પકડીને નાજુક અબળા નિરાપરાધી બાળકી કાન્તાસુંદરી ઉપર લાતોના માર મારવા લાગ્યો.

"દુષ્ટ રંડા, તાહારાં પાપનાં કર્મ તુંજ ભોગવ" એ શબ્દોએ કાન્તાના હૃદયમાં રૂંવે રૂંવે તીવ્ર ત્રીશુળ ભોંકયાં!

કોમળ દેહલતિકા, જેમ કુસુમ સૂર્ય કિરણુ વીના કરમાઇ જાય તેમ કરમાઇ ગઇ. ચતાપાટ ભૂમી ઉપર પડી અને પ્રાણુનાથ, પ્રાણેશ, માહારો ગુન્હો માફ કરો એમ કહેવા લાગી. સ્વપ્ન કે જાગૃત અવસ્થા ખબર ન પડી. એટલામાં તારા આવી અને કાન્તાની અવસ્થા જોઇ બાહાવરી બની ગઇ. પ્રાણુનાથ, પ્રાણેશ, એ શબ્દો તેના મુખમાંથી ખસતા નહતા.

તારાએ તેને સ્વસ્થ કરી અને તેની અવસ્થા આવી કેમ થઇ ગઇ તે પુછવા લાગી.

કાન્તા—બહેન, શું કરૂં ! ઇશ્વરેચ્છા આગળ કાંઇ ચાલે તેમછે ?

તારા—અરે, પણ થયું શું તે તો કહે, બ્હેન ! કાન્તીલાલ કયાં ગયા? શું તને અહીંઆં રહેવા દઇ તે કાન્તીપુર ગયા ?

કાન્તા—બહેન, જે સ્ત્રીને ગુણીયલ પતિએ તજી તે સ્ત્રી દુ-

નિયામાં જન્મ ન પામી હોત તો સારૂં !

તારા—બહેન શું બોલેછે? કાન્તીલાલ એવા છે એમ? શું તેમણે તને તજી દીધી? વાહ! વાહ! આવી આવી મશ્કરીઓ કરીશ તો હું અહીંયાં આવીશ પણ નહિ.

કાન્તા—બહેન, મારો કાંઇ અપરાધ જોઇ મને શીખામણ આપી તે ચાલ્યા ગયા. અને હું અહીંઆં પડી રહી છું. અરે, પ્રાણનાથ, તમે આ અબળા ઉપર કરૂણા લાવો. અરે, પુરૂષરત્ન, તમે દયા રહિત થશો તો આ દુનિયાની શી અવસ્થા થશે? અરેરે! મારા પ્રાણે મને તજી તેનું મુળ તત્વ તપાસીએ તો શું હશે? અરે! મારો પ્રાણ રીસાઇ ગયો! પ્રભુ! પ્રભુ! મારો પ્રાણ! મારો પ્રિતમ! મારો હ્રદયાત્મિક! આ હતભાગ્ય બાળા ઉપર આટલો બધો કોપાયમાન! કેવું પ્રારબ્ધ! જે કાન્તી કાન્તા વિના ઘડી પણ ગત ન કરી શકતો, ગતિ થતાં રતિથી વારંવાર નીરખતો, અને અવાસમાં ધસમસ્યો આવી મને જોઇ હરખતો; હાય! અત્યારે તે મને વીસારી ગયો! દયાળુ છતાં છેકજ દયા છોડી દીધી! અહા! બેન, એમની પ્રિતિ વિના તો આ ભવ્ય ભુવન મને ભયાનક ભાસે છે; ઉમદા વઆલંકાર જોઇને મારૂં મન ત્રાસે છે! અહાર વિહાર અને નિદ્રા એણે તો ઝડપીજ લીધાં છે? શું કરૂં? અરે દૈવ! ત્હેં આ શું કર્યું! બેન, એવો ઉપાય યોજ કે જેથી મારા પ્રિયની પ્રિતિ મને પાછી મળે?

તારા—બહેન, સબુરી ખમ! હમણાં તેજ તને બોલાવશે. એ ક્રૂર નથીજ. શું દમયંતિએ પોતાના પ્રિય નળ રાજાની પ્રિતી પાછી નહોતી મેળવી?

કાન્તા—બહેન, એ બધું જવા દે. જો માહારા પ્રિય મને બો-

આવ્યા વીના જતા રહેશે તો સમજજે કે હું હતી નહતી થઇ જઇશ!

તારા—મારી સુકોમળ સખી, શું બકે છે? શું કોમળ કદળી ઉપર કુહાડાના ઘા મારતાં કોઇને દયા નહિજ આવે? તું તાહારી દીલગીરીનો ત્યાગ કર અને સ્વસ્થ થા.

કાન્તા—બહેન, પ્રિયે મને તજી તેનું કારણ શું? શું માહારો કાંઇ વાંક પડયો હશે?

તારા—બહેન, નળે દમયંતિને તજી હતી તેમાં દમયંતિનો કાંઇ વાંક હતો?

કાન્તા—અરેરે, પ્રિય, જરા તો દયા લાવો!

તારા—બહેન, આમ શું કરે છે? દીલગીરીથી તાહારૂં શરીર શુષ્ય થઇ જશે હો!

કહ્યું છે કેઃ—

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

વળી ઇંગ્રેજીમાં પણ કહ્યું છે કેઃ—

Sorrows break seasons, and reposing hours,
Make the night, morning, and the noon-tide night.

કાન્તા આ સાંભળી સ્વસ્થ થઇ બેઠી પણ તેનું મન સ્વસ્થ થયું નહિ અને બેભાન થઇ ગઇ હોય તેની માફક નીચે પ્રમાણે પોતાની સખી પાસે તે ગાવા લાગી.

બહેની માહારી બોલનો બ્હીરે, પ્રિયે માહારે કેમરે વિસારી?
પ્રિયે વિસારી, પ્રાણે વિસારી, પતિયે વિસારી, હાય!!
કરૂં શું હું આ પળેરે, કરે નહિ કોઇ સહાય?! બહેની.

અશ્રુ પતનથી ચોળી માહારી, મખમલની ભીંજાય;
કુમુદને આ ચંદ્રે તજ્યું છે, જોતામાં કરમાય! બહેની.
નિર્દય થઇને પતિરે માહારા, ગયારે મુકી કયાંય ?
તરંગે આ મન ચડયું છે, [1]પાવક છે મનમાંય. બહેની.
કર્મ કઠોરૂં થયુંરે માહારૂં, નડયું પરભવનું પાપ;
ભક્તિ કરૂં **શ્રીજીનરાજની**, પતિ મળે આપો આપ! બહેની.

"**ભક્તિ કરૂં શ્રીજીનરાજની**" એમ બે ચાર વાર બોલી, આકાશ ૧ સૂર્ય તરફ હાથ જોડી, તે ઉઠી અને એક જીન મૂર્તી લાવી, તારાના સનમુખ આવી ઉભી.

**તારા**—બહેન, તું આશા રાખ, નક્કી તને તે બોલાવશેજ.

**કાન્તા**—અરે! ગોઝારી આશા!! સામળભટેજ કહ્યું છે કે:—

આશા ઉંડી ખાડ, પહાડથી થાય ન પૂરી,
હેમ, મેરૂં સમ હોય, તોય પણ રહે અધુરી,
આશા નીર અગાધ, બહુ જન તેમાં બુડયા.

**તારા**—બહેન. ધીરજ રાખ, ધીરજથી કોના કાર્ય નથી સર્યાં તે કહે? પાંડવો બાર વરસ વનમાં રખડયા અને તેરમે વરસે વૈરાટ નગરમાં છુપા રહ્યા પણ ધીરજ હતી તો તેમને રાજપાટ પાછું મળ્યું.

આ સાંભળી કાન્તા હોઠે આંગળી રાખી ઉંડા વિચારમાં ઉતરી પડી.

આ પાસ આ નાટક ભજવાતું હતું અને બીજી પાસ કાન્તીચંદ્ર, કાન્તીપુર જવાને તૈયાર થયો.

મધુરચંદ્રે પોતાની પુત્રી કાન્તાસુંદરીને બોલાવી લીધી અને તેને જોઇતી વસ્તુ આપી કાન્તીની જોડે વિદાય કરી.

---

૧ ( અગ્નિ. )

થોડો રસ્તો કાપ્યા પછી, કાન્તીચંદ્રનો તે અભાગાને દુઃખી કરવાનો વિચાર થયો.

કાન્તીચંદ્ર ઝપાટાબંધ ચાલતો હતો. તેની પાછળ બિચારી કાન્તા ધીમે ધીમે ચાલતી હતી, ખરો રસ્તો પડતો મુકી કાન્તીચંદ્ર એક ભયાનક વનમાં પેઠો અને એક અઘોર વન આવ્યું એટલે તે ઉભો રહયો અને પોતાની ચોપડીઓની પોટકી નીચે મુકી શ્વાસ ખાવાને બેઠો.

"વહાલા ઉભા રહોને" એમ બોલતી બોલતી કાન્તાસુંદરી કાન્તીચંદ્રની પાસે આવી ઉભી અને પોતાના પ્રિયની ચોપડીઓ ઉ-પાડવા લાગી.

કાન્તીએ તેને ધક્કો મારી દુર કરી પણ કાન્તા ફરીને તે પો-ટકી લેવા ગઇ.

આંખમાં આંસુ સારતી સારતી તે પોતાના પતિને નમન કરી બોલી, વહાલા, થાકી ગયા હશો માટે એ ચોપડીઓ આપો તો આ દાસી ઉપાડશે !

કાન્તી—હું તને ઓળખું છું કે તું મારી ચોપડીઓ ઉપા-ડશે ? એ તો તારા યારની હોય તે ઉપાડાય ! ! !

કાન્તા ગદ્ ગદ્ કંઠે બોલી, પરમ પ્રિય પ્રભો, આમ માહારા ઉપર તહોમત મુકવું તે આપના જેવા શ્રેષ્ટ, બુદ્ધિના શિખરે પહોંચે-લા પુરૂષરત્નને યોગ્ય નથી !

કાન્તી—અરે રાંડ, હું તને ઓળખું છું. તાહારી બધી વાત જાણી ગયો છું. હું બુદ્ધિના શિખરે પહોંચેલો ? ? એ તો તારો યાર બુદ્ધિના શિખરે પહોંચેલો છે તેની ચોપડીઓ ઉપાડાય ?

અરે, દુષ્ટતાના શિખરે પહોંચેલી દુષ્ટ રંડા, અબળા કહેવરાતી અબળાને ચપટીમાં લેનારી, તું અહીંથી દુર જા. આ વનમાં તાહારો કોઇ [1]સહાયભૂત તો છેજ નહિ માટે વખત વિચારી લે અને આ વનમાં રવડી રઝળી તું તાહારી જીંદગી પુરી કર; નહિ તો આ સ્થાને તું તાહારા યારને બોલાવ.

આટલું કહી પોટકી ઉપાડી, કાન્તી આગળ ચાલવા લાગ્યો, અને તે કોમળ દુઃખી વનિતા, અશ્રુ સરિતામાં ડુબકી મારતી મારતી તેની પાછળ ગઇ.

એવામાં પેલા યોગીરાજે બનાવેલા એક અવર્ણનીય કળાવાળા મહેલમાં કાન્તીચંદ્ર દાખલ થયો અને તેની પાછળ દુઃખથી ફીકી પડી ગએલી કાન્તા પણ દાખલ થઇ.

આવા સુશોભીત મહેલમાં કોઇ પણ માણસ કાન્તીના જોવામાં આવ્યું નહિ તેથી તે વિસ્મિત થયો અને બારણા આગળ આવી ઉભો.

કાન્તાને જોઇ તે પાછો દુઃખી થયો અને આ મહેલ કોઇ રાક્ષસનો છે એમ ધારી કાન્તાને ત્યાં મુકી દેવી એમ નિશ્ચય કર્યો.

કાન્તા—અરેરે, હે પ્રિય, માહારો વાંક તો મને જણાવો આમ શું કરો છો? માહારો વાંક હોય તો ક્ષમા બક્ષો.

કાન્તી—તાહારો વાંક કાંઇ નથી ? ? તું તો સતી છે ? સતી થવું છે સતી એમ કહી તે નીચે પ્રમાણે તે બાળાના હૃદયને ચીરી નાંખે એવી કડીઓ બોલ્યો.

"હવે એક મુકી બીજો ફિર ચાહે,
સતી તે મરી જાય, કુતી કહાવે;
પતીવૃતનો ધર્મ જે હાથ ધાર્યો.

---

1 ( મદદ કરનાર. )

તજી વૃત્તિને કેમ બીજો વિચાર્યો. ”

કાન્તા—પ્રિય પ્રાણેશ, મારૂં જરા સાંભળો. હું નિરપરાધી છું. એક દુષ્ટની વાત સાંભળો એવા તો આપ નથીજ. આ સૂર્યનારાયણને સાક્ષી રાખીને કહું છું કે હું એક પતિવ્રતા છું.

કાન્તી—વાત તો હું નજ સાંભળું, પણ મ્હેં માહારી નજરો નજર જોયું છે; તેથી કહું છું કે તું ગમે તેવા મીઠા મીઠા બોલ બોલી મારી આજીજી કરીશ તે હું કદી પણ ધ્યાનમાં લેનાર નથીજ. શું તું પતિવ્રતા છે એમ સુચવે છે? જો તું પતિવ્રતા હોય તો પરપુરૂષની સાથે સુખ ભોગવેજ નહિ; કારણ કે કહ્યું છે કેઃ—

“ સિંહણ જો ભુખે મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા જો [1]મદને મરે, પર પાસે નવ જાય. ”

કાન્તા—પ્રિય, માહારા શરિરાધિકારી, કદાચ માહારા આ શરીરના સુક્ષ્મ રજકણો બની પવન સાથે એકમેક થઇ જાય કે કદાચ ભુખ, તરશ ઇત્યાદિના દરદથી મરણને શરણ થવું પડે કે કદાપી માહારા શરીરપરનાં અસંખ્ય રૂવાંપર રોમે રોમે તીવ્ર ત્રીશુળ ભોકવાની સજા થાવ કે કદાપી પૂર્વનો સૂર્ય પશ્ચીમમાં ઉગે, અમાસનો ચંદ્રમા અસ્તગતપણાને બદલે પૃથ્વીપર પુર્ણીમા કરતાં પણ પોતાના વિશેષ તેજસ્વીપણા સાથે છવાઇ જાય કે સમુદ્ર પોતાની મર્યાદા મુકી વરસા ઓછો પોતાનો પ્રભાવ બનાવે, સાક્ષાત ભગવાન સર્વવ્યાપક પોતેજ મને અન્યની મનોવૃત્તિ ત્રમ કરવાનો ઉપદેશ કરે, કે આકાશ વાણી થાઓ, પણ આ દુઃખી કાન્તા કદી પણ પોતાની દ્રઢતાપરથી ડગનાર નથીજ. જે સ્રીઓ દુષ્ટ પુરૂષોના સ્નેહથી લોભાઇ પોતાનું અમુલ્ય એવું એક પતિવ્રત પણ તજી દઇ અધર્મ માર્ગનો અખત્યાર કરે છે

---

૧ મદન-કામદેવ.

તેઓને સ્વપ્ને પણ મોક્ષની ઇચ્છા કરવી યોગ્ય નથી. તેઓએ કદી પણ પુનર જન્મની મનુષ્ય દેહની, યત્કિંચિત પણ વાંચ્છના રાખવીજ નહિ. તેઓએ તો આ અવનીપર ઇશ્વરે બક્ષેલા આયુષ્ય માફક જીવીત ભોગવી આખરની મોજમજાહ મારી લેવી; અબબ તેને ઉમર ખલાસ થતાં યમરાજના સ્વાધિન થઇ સદાને માટે નર્ક કુંડના અધિકારી થવાનું છે; તેજ માફક જે પુરૂષો પરદારાઓમાં લંપટ થઇ જે કાંઇ ક્ષણિકનું સુખ ભોગવે છે તેને માટે પણ તેજ રસ્તોછે, શિયળ એ દુનિયામાં કેવી અમુલ્ય વસ્તુ છે, તેની કીમત સત્સંગી વીના બીજાથી થતીજ નથી; માટે આ આર્ય કુળમાં જન્મી આવા કુકર્મોમાં આતુર હું કદી પણ રહી નથી અને ભવિષ્યમાં પણ રહીશ નહિ!!

**કાન્તી**—હા, એ જ્ઞાન બધું સમજ્યા પછી કાંઇ કહેવાનું ?

**કાન્તા**—પ્રિય, આ અબળા બળકી બીજું શું કહે ??

**કાન્તા**—અબળા ને બાળકી ?? તું અબળા છે અબળા ? બાળકી હોય તોજ આવું કર્મ કરે ?

દુઃખથી વ્યાકુળ કાન્તા આ સાંભળી ભોંયપર પડી અને મૂર્છાદેવીએ કોણ જાણે કેવી લાગણીથી તેને પોતાની સોડમાં ખેંચી લીધી ? કારણ કલ્પાયું નહિ.

કઠણ થએલા હૃદયનો કાન્તી ઉઠયો અને તેને મૂર્છામાં પડેલી જોઇ, તેના નાજુક હાથની આંગળીમાંથી વીંટી અને તેની કોમળ કમળ જેવી હસ્તસ્થલીમાંથી રૂમાલ લઇ ચાલતો થયો.

ચાલતાં ચાલતાંએ વિચાર થયો અને ખચકયો, પાછો વળ્યો અને દુઃખી દેહલતીકાના મસ્તક પાસે બેસી ઉંડા વિચારમાં ઉતરી પડયો.

અરે પ્રિયા, તાહારા પાપે કરીને હું તને આ અરણ્યમાં નજે

દમયંતીને તજી હતી તેમ તજુંછું; પણ દમયંતી તો નિરાપરાધી હતી અને તું તો અપરાધી છે!!!

આટલું બોલતાં બોલતાં તેના ચક્ષુમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં અને તે અશ્રુ કોણ જાણે મૂર્છામાં પડેલી કે કોણ જાણે શોક વિચારતાં પડેલી બાળાના ગાલ ઉપર થઇ તેના સુંદર કમખાને ભીંજાવા લાગ્યાં!

કુંવારાવસ્થામાં પ્રિયા તરફથી આવેલો કાગળ સાંભરી આવ્યો અને તેથી તેનાપર વહાલ આવ્યું; અને વારંવર તેના સુકોમળ ગાલને ચુંબન કરવા લાગ્યો અને પોતાની આંગળીએથી પોતાની છબીવાળી વીંટી કાઢી તેના સુંદર હાથની આંગળીએ ઘાલી. વળી " અપરાધી " એ શબ્દ સાંભરી આવ્યો અને તેને દીલાસો આપે એવી એક ચીઠી તેના જમણા હાથમાં અને બીજી એક તેના ડાબા હાથમાં મુકી લખેલું વારંવાર વાંચી ચાલતો થયો.

પ્રિયા મુજ આવી આશા ભરી,
મુજ સાથે આ વનમાંય;
તજી દઉં છું હું તને,
વળી મળીશું આપણ કયાંય.

હતી આશ રાખી, બનીયું ઉદાશી, મળયું સુવર્ણની માંહ્ય કથીર,
ફફડી રહ્યા આ ઓષ્ઠ માહારા, તુંજ યાર [1]જાર વિચાર થકી;
પાપ કુંભ પુરો થઇ, ફુટી ગયો, નથી તું સતી,
આના આ,જ, વિચારથી, સન કહે મળવું નથી.

વળી, પ્રિયાના હસ્તકમળથી, કુંવારાવસ્થામાં લખાએલો પત્ર પોતાના એક ઇંગ્લીશ પુસ્તકના પાનાઓ વચ્ચેથી કાઢી, તે નીચે પ્રમાણે વાંચતો વાંચતો શોક સમુદ્રમાં ખારા પાણીથી આમ તેમ ગોથાં

1 ( વ્યભિચાર. )

ખાતો ખાતો મહેલ બહાર નીકળ્યો !!

**મમ શોભાગ્ય સ્થાન.**

ચંદ્રને આવવાની તૈયારીઓ થતી જોઇને જે ખરેખરું હરખાય છે તે તો ચકોરજ.

ચંદ્રની જગો ગ્રહણ કરનાર સૂર્યથી, જે વિમુખ રહે છે, અને શોકાવેશમાં કરમાઇ જાય છે તે તો પોયણીજ. બીજાને શું ? માહારી હાલની સ્થિતિ કેવી છે તે આપને જણાવવાનેજ હું નીચેની બે લીટીઓ લખું છુ.

**હૃદય રસમાં રમે, [1]પિંડ પડયું સખી કને;**

**[2]શશી તેજ વીણ ખરે, કુમુદ કરમાય છે.**

લી.

**ચંદ્ર દર્શન વીના કરમાએલી રંક પોયણી.**

કોમળ દયાજનક અબળા ? તાહારી પ્રિયમાં પ્રિય વસ્તુથી તું વીખુટી પડેલી જોઇશ ત્યારે તું કરીશ શું ? ? અરે, કોમળ યૌવના ? તાહારા જેવી આવી સુકોમળ અબળા આવા ઉજડ અરણ્યમાં પતિથી તજાએલી પડી રહે તે શું ઓછું દયાજનક છે ? વાંચનાર, સત્વર થા અને આ યુવાન બાળિકાને ઇશ્વર તેના પ્રિયની પ્રિતી પાછી સોંપાવે તેને માટે તું તેની પરમ ભક્તિ કર!

અપૂર્ણ.

---

[1](શરીર.) [2] (ચંદ્ર)

# જાહેર ખબર.

સુજ્ઞ વાંચકવ્રન્દ, આ આવૃત્તિની નકલો ખપં જાયકે તુરત બીજો ભાગ બહાર પાડવો એવી મારં ઇચ્છા છે.

આ પુસ્તકનો બીજો ભાગ બહાર પડતાં પહેલાં, જે ભાઇઓ તથા બહેનો અગાઉથી કર્ત્તાને લખી જણાવશે તો તેઓની પાસેથી દરેક નકલની પોણી કીમત લઇ તેઓનાં મુબારક નામની યાદી આશ્રય આપનારા વર્ગમાં દાખલ કરવામાં આવશે.

નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ. જવાબને માટે અડધા આનાની ટીકીટ બીડવી.

આ પુસ્તકની ૧૦ નકલ સામટી ખરીદનારને એક નકલ ભેટ આપવામાં આવશે.

બહાર ગામવાળાને આ પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે.

This book can be had from:—

Mansukhbhai Bhagoobhai Shah
Deravali pole in Dhanasutar's po'e
Somalal K. Pandya
Ganga Ghiya's pole Sankadisheri